# વસંત અને ગુલાબ.



કીંમત ૦-૬-૦



# વસંત

અને

# ગુલાબ.

( નોવેલ. )

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર મંગલદાસ જોઈતારામ શાહ

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

કીં. ૦—૮—૦.

# વસંત 

## અને

# ગુલાબ.

---

### પ્રકરણ ૧ લું.

### પતિ પત્ની.

---



મ ધ્ય રાત્રીનો સમય થયો છે. સ્વચ્છ આકાશમા ચંદ્ર પ્રકાશી રહયો છે. તાડ વૃક્ષોનાં પીછા જેવાં ઝુમખાંઓ ઉપર ચંદ્રનો રૂપેરી પ્રકાશ પડતાં આકાશમાં અદ્દભુત દેખાવ જામી રહયો છે. વાસના અસંખ્ય પત્રોમા ચંદ્ર કિરણ ગુંથાઇ નિરાતે ઉંઘે છે. સરોવરના તરંગો ઉપર તે નાચી રહ્યા છે ચંદ્રના રૂપેરી કીરણોથી જંગલ અને ઝાંખરા ઉપર રૂપેરી ઝભો પથરાઈ રહયો છે. આખા ગામ ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ હોય એવો દેખાવ થઇ રહયો છે. ઘણાખરા લોકો વાળું કરી, બારણાં વાસી ઉંઘમાં પડયા છે ચોર લોકો પોતાનો ધંધો. કરવાને નીકળી ચુકયા છે, કોઇ કોઇ જગાએ એકાદ વૃધ્ધ માણસ સ્વેશમા બેઠો બેઠો હુકો પીતો જણાય છે. કોઇ કોઇ જગ્યાએ કોઈ નાની વહુ તળાવમા વાસણ માજતી નજરે પડે છે-

સવારથી તે છેક મધ્ય રાત્રિ સુધી તેને નિવૃત્તિ મળી નથી ! વળી અંતરે અંતરે ખેતરોમાં ગાતા કોઇ ખેડુતનો સ્વર કર્ણ ઉપર અથડાય છે. બીજી બધી જગાઓ શાંત હોય એવું લાગે છે.

આવે વખતે એક ત્રણ માળની મેડીના ઉપલા હોલના દીવાનખાનામાં આપણે ધ્યાન કરીએ. તે દીવાનખાનાને ફરતું બધેથી શણગારવામા આવેલું છે. જેની ભીંતો પર રંગ બેરંગી ફોટાઓ ટાગેલા છે. તેના એક ખુણામા એક કોચ પર પડેલી યુવતિને આપણે જોઇશું. તે યુવતિનો ચહેરો કોઇ પણ મોટા દુઃખથી ફીક્કો પડી ગયેલો જણાય છે. પરંતુ તેનો પરીના જેવો સુંદર ચહેરો બરાબર જોતા તે પર પડેલી ફીકાશ તદન ઉડાવી દે છે. તેની આખો ભ્રમરના જેવી ચળકતી અને ચપળ હતી. તેના હોઠ પાકા બિંબફળ જેવા હતા; તેના મ્હોની અંદર દાડેમની કળી જેવા દાંત તેની શોભામા વધારો કરતા હતા. તે સ્ત્રીની ઉમ્મર વીસેક વર્ષની જણાતી હતી પરંતુ ખરેખરો જોનાર તો જલદીથી કહી શકે કે તે સ્ત્રીની ઉમર પાત્રીસેક વર્ષની હોવી જોઇએ.

આ વખતે આ સ્ત્રી પોતાના કોચ ઉપર પડેલી છે અને પોતાના સ્વામીનાથની આવવાની વાટ જોતી હોય તેવું લાગે છે. પણ અરે ! તેણીના ગાલો પર આ આસુ શાનાં ! તે આસુઓ તેણીની આખમાંથી ખરેખર વહેતાં હોય તેવું લાગે છે. આસુઓ વહેવાની સાથે તે કાઇ હોઠથી બબડતી હોય તેવું પણ જણાય છે.

અહા ! પ્રભુ ! તારી ગતી અપાર છે. જે જગ્યાએ પુષ્કળ ધન આપ્યું છે ત્યા કઇ સંતતી નથી આપી અને જે જગ્યાએ ખાવા-

ના પણ સાસા પડે છે તે જગાએ સંતાનો ઉપરા ઉપર પડે છે !' !
અહો ! તું ઘડીકમાં રાજાને રંક અને રંકને રાજા બનાવી આપે છે !
જે તારા કહેલા માર્ગ પ્રમાણે ચાલતા નથી, તેઓને શિક્ષા કરવાને
તું સદાને માટે તૈયારજ છે. ! પણ હે ! ભલા ભગવાન અમે કેવા
અને કેટલા પાપ કર્યાં હશે કે તેં અમોને પુષ્કળ ધન આપ્યું, છતા
છોકરો કે છોડી કંઇ પણ આપ્યું નહીં !

આવું બોલતાં બોલતાં તેણી ઘણુંજ રડે છે અને છેવટે તેને મુર્છા
આવી જવાથી ભોંય ઉપર પડી જાય છે. પરંતુ તેટલામા તેનો ધણી
તેણીને પડતા પડતાં અટકાવી લે છે અને શુદ્ધિમાં લાવવાને બનતા
પ્રયત્નો કરે છે,

વાચનાર ગૃહસ્થ ! આ સ્ત્રીનું નામ રંભા શેઠાણી છે અને તેના
ધણીનું નામ રતનલાલ શેઠ છે. રતનલાલ શેઠ એક પૈસે ટકે ઘણાજ
સુખી ગૃહસ્થ હતા અને તેઓએ સારા અને પ્રમાણીક વેપારી ત-
રીકેનું નામ ઘણાક દેશોમાં કાઢયું હતું. રતનલાલ શેઠની ઉમર અત્યારે
ચાળીસેક વર્ષની હતી. પરંતુ પૈસાના વૈભવમાં તે કંઇ જણાતી ન
હતી. તેઓ બધી રીતે સુખી હતા પણ તેમને કંઇ છોકરૂં છૈયું ન
હોવાથી તે તેમને મોટું દુઃખ હતું. અને પોતાની પછવાડે પોતાના
પૈસાનો કોણ ઉપયોગ કરશે તેની તે ચિંતામાં સદાને માટે રહેતા.આ
વખતે તેણે રંભા શેઠાણીને બોલતા સાંભળ્યાં હતાં અને તેઓનું હૃદય
પણ રંભાના વચનોથી ભરાઇ આવ્યું હતું.

હવે રંભા જ્યારે શુદ્ધિમા આવી ત્યારે રતનલાલે દિલાસો આપ
તાં કહ્યું કે—

પ્રિય ! આવી રીતે શોક કરવાથી શો ફાયદો થવાનો છે ? ઈ-શ્વરજ જ્યારે આપણા ઉપર પ્રસન્ન નથી તો પછી આપણે શી રીતે પુત્ર કે પુત્રીના માતાપિતા થઇ શકીશું ? રંભા—વ્હાલા ! અમારી સ્ત્રી જાતીનો સ્વભાવજ આવો છે કે જ્યારે મન બહુજ ભરાઈ આવે ત્યારે રડવું આવ્યા વગર રહેતુંજ નથી.

શેઠ—પ્રિયે ! ઇશ્વર ઉપર ભરૂસો રાખ; કારણ કે નાહક શોક કરવાથી આપણું કંઇ વળવાનું નથી.

આવી રીતે રંભાના મનનુ સમાધાન કરી રતનલાલ શેઠે તે રાત્રી પછીથી વાર્તા વિનોદમાં ગુજારી.



## પ્રકરણ ૨ જું.

### પુત્ર જન્મ.



શરદ પુનમની રાત્રે શહેરમાં સર્વ કોઈ હિંદુઓના ઘરમાં જાત જાતની વસ્તુઓ બની રહી હતી છોકરાંઓ 'આજે તો અગાસીમા બેસી જમીશું ' એના હર્ષમા અને હર્ષમાં વ્હેલેથીજ ત્યા જઇ ગોઠવાયા હતા; કેટલાક રમતા હતા કેટલાંક કુદતાંહતાં સ્ત્રીઓ આજે ઘણીજ ઉલટમા આવી જઇ, રસોઇ જેમ બનેતેમજલદીથી

ફરી ચાદની વખતે અગાસીમાં જવાની તૈયારી કરવાની ઉતાવળમાં હતી. કેટલીક નાગરીક સ્ત્રીઓએ અગાસીમાજ રાધવાની ગોઠવણ કરી હતી. કેટલીક જગ્યાએ ગરબાની ધામધુમ પણ ચાલી રહી હતી. આમ• અનેક જાતના રંગ ઉડી રહયા હતા. કેટલાક યુવાન પુરૂષો ચાદનીમાં હવા ખાવાને માટે ગામ બહાર નીકળી પડયા હતા. આવે વખતે આપણા રતનલાલ શેઠના ઘરમાં પણ ઘણી ગડબડ મચી રહી હતી,• પરંતુ તે આના કરતાં તદન નીરાળીજ હતી. વાચનાર ! રતનલાલ શેઠની સ્રીને ઇશ્વર કૃપાથી ગર્ભ રહયો હતો અને આ વખતે તેને છેલ્લા દિવસ જતા હતા અને તેણીને આજે બહુજ. ડપીા થતી હતી. શરદ પુનેમનો દીવસ હોવાથી ઘરના નોકર ચાકર પણ રજા લઇને બહાર ફરવા નીકળી પડયા હતા. તેથી આ વખતે આપણા રતનલાલ શેઠ ઘરમા એકલાજ હતા, પોતે જાતે પુરૂષ એટલે આ વખતે બહુજ મુંજવણમા પડી ગયા, અને શું કરવું તે તેને સુજતું ન હતું. રંભાને પણ ગભરામણ થતી હતી તેથી તે બુમરાણ કરી મુકતી હતી. રતનલાલે ડોકટરને તેડી લાવવાનો વીચાર કર્યો અને પોતાના નોકરને બોલાવ્યો પણ ઉપર જણાવ્યા પ્રમાણે કોઇ હાજર નહીં હોવાથી તે વીચાર માંડી વાળ્યો, અને કાંઇ સાભરી આવ્યું હોય તેમ હર્ષમા આવી જઇ પોતાની પડોશમાં કોઇ વૃદ્ધ સ્રી રહેતી હતી તેને બોલાવી લાવ્યા: ડોસી પણ બહુ અનુભવવાળી હોવાથી રતનલાલ શાને વાસ્તે તેડવા આવ્યો છે તે તુરત કળી ગઇ અને પોતાનું કામ પડતું મુકી તેની સાથે ગઈ. ઘરમા આવ્યા પછી તેણે રતનલાલને કહ્યું. ".તમે અમુક ઠેકાણે જઈ દાયણને તેડી લાવો, હું છું ત્યા સુધી વાંકો વાળ થવા દેઇશ નહીં. મને આવડતા ઉપચારો તે આવશે તે

પહેલા કરવા બાકી રાખીશ નહીં, માટે સુખેથી જાઓ. " રતનલાલ ગભરાતે, ગભરાતો કહેલે ઠેકાણે ગયો. આવું દુઃખ થતું હશે એમ એને ખબર નહોતી, અને તેથી તે તો એમજ ધારી બેઠો હતો કે એની વ્હાલી સ્ત્રીનો પ્રાણ જશે. રસ્તામા પણ એના એજ વીચાર આવવાથી તે હાંફતો હાફતો ચાલતો હતો. કમનસીબે દાયણ બહાર કામે ગઇ હતી. શું કરવું તે સુજ્યું નહીં, અને તેના ઘરનો દાદર ઉતરતા માંડ માંડ પડતો બચ્યો. કપાળે હાથ મુકી બારણા આગળ આવ્યો અને તે સ્ત્રી મળી. તેને સાથે લઇ ઘર તરફ વળ્યો. રતનલાલની સ્ત્રીએ ઘરમા બધી જાતની તૈયારીઓ આગળથીજ કરી મુકી હતી. કારણ કે તેને કાઇ જાજુ સગું વ્હાલું હતું નહીં. આથી કરીને ડોસીમાને જાજી મુંઝવણ પડી નહીં. રતનલાલની પોતાની હાજરી કરતા સાથે આવેલી સ્ત્રીની વધારે જરૂરીયાત હતી, છતાં આતુરતા અને ચિંતાને લીધે પોતે પહેલો ચડી ગયો. સુગમા ભવિષ્યના વીચારથી ગભરાયલો તેમા વળી ઓરડામા બધેજ અંધારૂં ઘોર જોઇ એની મુંજવણનો પાર રહ્યા નહીં. ડોસીમાએ એટલામા ખબર કહી કે પુત્રનો જન્મ છે! રતનલાલનો હર્ષ માયો નહી !

અહા! દુનિયામાં કેટલી જાતનાં નાટકો થયાં જાય છે. કોઇ હસે છે; કોઇ રડે છે, કોઈ પડે છે, કોઈ ચડે છે. દુઃખમાથી સુખ થતા વાર નથી લાગતી—આશા નિરાશા થઇ જાય છે! મનુષ્ય માત્ર તો ગાડા તળે કુતરા જેવા છે, મનમા ધારે છે કાંઇક અને બને છે કાંઇક આમ વારે વારે બોલી પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો ? ! !

આનંદમા આવી જઇ પોતાના ઘરના એક અંદરના ખાનગી ઓરડામા જઇને બેઠો. થોડી વાર પહેલાં પોતે જોયેલો દેખાવ સા-

ભરી આવવાથી પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો અને બીજે દીવસે પોતાને ત્યા પુત્રનો જન્મ થયેલો હોવાથી પોતાના મિત્ર મંડળને પોતાને ઘેર આમંત્રણ આપવાના તથા પોતાનું અમુક ધન ધરમાદે વાપરવાના વીચારમા અને વીચારમા પોતાના કોચ પર આડો થઇ આરામ લેવા લાગ્યો.



## પ્રકરણ ૩ જું.

### આનંદોત્સવ.



પ્રભાતનો સમય થવા આવ્યો છે. પક્ષીઓ પોત પોતાના માળામાથી બહાર નીકળી મોટો કોલાહલ કરી રહ્યા છે. કાગડાઓ પોતાના કઠોર શબ્દોથી ગામના લોકોને વહાણું વાયાની ખબર આપતા હોય તેવું લાગે છે. ગામના ઘણા માણસો હાથમા લોટા લઈ નદી તરફ જતા માલુમ પડે છે; પતિવ્રતા સ્ત્રીઓ નાખુશી છતા પોતાના પતીના સોડમાથી ઉઠી કામે લાગી ગઇ છે. સુર્ય નારાયણ કોઇની શરમ નહીં રાખતા ધીમે ધીમે પોતાનાં કીરણો પ્રસરાવી રહયા છે, આકાશ બધે લાલ દેખાય છે.

આ વખતે આપણા રતનલાલ શેઠના મકાનમા કંઇ જુદીજ તરેહની ધામધુમ ચાલી રહી છે તેઓ પોતાના બધાં માણસોને બંગલો

સાફ સુફ કરવા અને તેને શણગારવાના હુકમ કરતા માલુમ પડે છે. પોતે બે ચાર માણસોને પાસે રાખી દીવાનખાનાનો હોલ સાફ કરાવે છે. દીવાનખાનાના બારણા પર લીલા કાચનાં મોતીના તોરણો લટકાવી દેવામા આવ્યા છે. મોતીની વચ્ચે મોટા મોટા કાચના મણકાઓ પણ જડી દીધેલા છે તેથી તે આઘેથી હીરાની માફક ચળકયા કરે છે. અને રાતના રોશની વખતે તો તેનો બહાર કંઇ ઓરજ હતો. આજે રતનલાલ શેઠે પોતાના મિત્રોને ઇવનીંગ પાર્ટીના સાંજના સાડા સાતના નિમિંત્રણો મોકલાવી આપ્યા હતા. તેથી દીવાનખાનાની અંદર બાજુપર કોચ ગોઠવવામા આવ્યા હતા અને સાદી તથા આરામ ખુરશીયો ઠેક ઠેકાણે ગોઠવી હતી. મધ્ય ભાગમાં છ જણને બેસાડે એવી એક છ બેઠકની ફરતી ગોળ ખુરશી હતી. ભીંતની દરેક બાજુએ તકતાઓ આવી રહેલા હતા. દિવાનખાનાની એક બાજુમા રતનલાલની તેની સ્ત્રી સાથે પડાવેલી છબી દેખાતી હતી. શેઠાણીની તેમજ આ બીજી છબી જોનારને તરતજ થઇ આવે કે આ ઘર સુધારાનું હિમાયતી હોવું જોઇએ. સ્ત્રીને ખુરશી પર બેઠક આપવામા આવી હતી અને રતનલાલ તેના ગળા પર હાથ નાખી વીલાયતી ઢબે ઉભો હતો. બીજો હાથ પોતાની કમ્મર પર રાખ્યો હતો. દીવાનખાનામા બધા પરોણાઓને બેસવાને સારી સગવડ કરવામા આવી હતી.

સાંજનો સમય થયો બરાબર સાડાસાત વાગે બધા મીજમાનો એક પછી એક રતનલાલ શેઠને ત્યા આવવા લાગ્યા. રતનલાલે પણ તેઓને ઘણુંજ માન આપી અને સૌ સૌની લાયકાત પ્રમાણે આસન આપ્યા. બધા મહેમાનો આવી ગયા પછી મીટીંગનું કામ શરૂ થયું.

પ્રથમમાં રતનલાલે બધા પોતાને ત્યા પધાર્યા તે માટે આભાર માન્યો. પછીથી તૈયાર રાખેલા વાજીંત્રોથી ગાયનો ગવૈયા પાસે ગવરાવી મહેમાનોનું મન રાજી કર્યું. થોડો વખત નાચ પણ થયો અને તે પુરૂં થયા પછી બધા રીફ્રેશમેન્ટ હોલમા આવ્યા, આ હોલમાં મી. રતનલાલે ઈંગ્લીશ ઢબ પ્રમાણે ટેબલો ગોઠવ્યાં હતા. દરેક ટેબલ ઉપર ચાર ચાર માણસ ઉભા રહે તેવી સવડ કરી હતી. ટેબલ ઉપર ધોળા મલમલની ચાદરો પાથરવામા આવી હતી અને તેના ઉપર રકાબીયોમા દેશી મેવો તથા બીજા કેટલાક પદાર્થો પીરસવામા આવ્યા હતા. ટેબલપર જુદી જુદી જાતના રંગબેરંગી ઝાડ પણ ગોઠવવામા આવ્યા હતાં. બધા મહેમાનોએ રતનલાલ તરફથી તૈયાર રાખેલા વાજાંઓના મધુર ગાયનો સાથે ખાણાને ઇન્સાફ આપ્યો. અને છેવટે હાલની ફેશન પ્રમાણે વાઇનના ભક્તોએ થોડો થોડો તેનો પણ સ્વાદ લીધો. છેવટે બધા મી. રતનલાલને થેન્કસ આપતા આપતા પોત પોતાને ઘેર સીધાવ્યા અને મી. રતનલાલના પુત્ર ઘણું જીવો તેમ ઇચ્છ્યું.

રતનલાલ શેઠે ઘણી ધામધુમ સાથે આ મેળાવડો ઉજવ્યો તેને માટે તેના લોકોએ ઘણાં વખાણ કર્યા. શેઠ પોતાની સંપતિ પ્રમાણે હજારો ગરીબ ગુરબાને દાન આપ્યું અને બ્રાહ્મણોને પણ સારી દક્ષિણા આપી રાજી કર્યા. શેઠે પોતાના કુળ જોશીને તેડાવી પોતાના પુત્રની જન્મોતરી લેવરાવી અને પોતાના પુત્રનું નામ વસંત કે જે આ વાર્તામા મુખ્ય પાર્ટનર છે તે રાખ્યું.



# પ્રકરણ ચોથું



## બે મીત્રો.





ઓહો ! આજ તો હુ વ્હેલો પરવાર્યો. ચાર વાગ્યાની તૈયારી કરવા માડી હતી ને એટલામા બધું આટોપાઈ ગયું હવે દશ મિનિટમા એ આવી પહોચશે કેમકે તે દરેક કામમા બહુ નિયમિત છે. ચાલો, આજે આપણે એના તરફથી ' તું તો બહુ ચાપાચીપ કરે છે ' એવું સાભળવું નહીં પડે. આમ વિચારતો બાગના આગલા ભાગમા પડતી કાચની બારી આગળ ડાબો હાથ કમરે રાખી, જમણા હાથની કોણી બારીની કડણ પર ટેકવી કોઇની વાટ જોતો હોય એમ વસંતલાલ ઉભો છે. થોડીક વારમા બ્હારના દરવાજા આગળ કોઇના પગલા સંભળાયા, અને વસંતે દરવાજા તરફ જોયું. નાસિપાસ થઇ બારી આગળથી ગુસ્સામા ને ગુસ્સામા અદર આવી આરામ ખુરશી પર પડયો.

"બસ! આજે એ મોડો થાય તો એને સો વાના સંભળાવું, મ્હારી દરરોજ એ ભુલ કહાડે છે તો આજે એનો પણ વારો આવ્યો છે. "સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો"

છેલ્લું વાકય બોલાયું ન બોલાયું એટલામા ઓરડામા કોઇ દાખલ થયુ

"મી. વસંતલાલ! ધન્ય છે તને! પસેરવા કરવામા દરરોજ માફક આજ પણ કચાશ નથી રાખી. પણ આજે તું વખતસર છે. તારા

જેવા ઇંગ્રેજી મિજાજનાને બંધુ ઇંગ્રેજીજ શોભે. વખતસર અને નિયમ સર થવું આ સારો ગુણુ તું ઇંગ્રેજી હોવા છતાં તને પસંદ નથી, તેમા તું હિંદુઓનું અનુકરણુ કરે છે ને બાકી ઘણા ખરામા સારા સારનો વિચાર કર્યાં વગર વીલાયતીજ તોર ચલાવે છે. અને ખોટું હોય તો પણ તને ગમ્યું એટલે પહેલા નંબરનું ! ને તેમા તુ તેમનો બચાવ કરવાનો. ને સારૂં હોય પણ તને ના ગમ્યું હોય તો તેના દુધ પૌઆ ! પણ ઉભો રહે, હું તો તારી રજા લેવા આવ્યો છઉં "

" કેમ, તું નથી આવવાનો ? "

" ના, ના, એમ શું ? એતો આજે બંગલાની બહાર નવુ પાટીયું લગાવ્યું છે કે " રજા સીવાય અંદર આવવુ નહીં " તે વાચી હુ વિચારમા પડયો કે મારે હવે શું કરવું ? કોઇપણ ચાકર દેવડીમા હતો નહીં એટલે રજા લેવા અંદર તો આવવુંજ પડેને ? ",

" જા, જા, મશ્કરી શુ કરે છે ? તારે વળી રજા કેવી ? "

" ત્યારે કોને રજા લેવાની ? "

" નવા આવનારને "

" પાટીયું ઇંગ્રેજીમાં છે, એટલે ગુજરાતીજ જાણનાર તો બિચારો ઘર પ્રવેશના ગુન્હામાં આવી જાય, તે તો જાણો ઠીક. પણ નવો આવનાર સારો માણુસ હોય તો કોઇ દહાડો બંગલામા એમનો એમ ઘુસી જાય છે ખરો કે ? અને નઠારા માણસને એ પાટીયાની શી અસર થતી હશે તે મને સમજાવે તો હું પણ મારે ત્યાં એવું પાટીયું મારૂં " મી. વસંતને જવાબ સુજયો નહિ એટલે વાત ફેરવી કહ્યુ " ચાલો ત્યારે આપણે જઇશું "

"હા."

મી. વસંતે ન છુટકે ટોપી પહેરી હાથમા લાકડી લઇ ઉતરવા માડયું. ન્હાના છોકરા જેમ પોતાના ઓળખીતા જોડે બ્હાર જવાને તૈયાર થાય અને તેની સાથે જવાનું કરે તેમ ઓટલા પર બેઠેલા કુતરાઓએ કરવા માડયું. વસંતે ચાકરને બુમ પાડી, તેમને દુર લઇ જવા કહી, પોતે લાકડી હલાવતા હલાવતા ચાલવા માડયું. ચાકર દેવડી આગળ ન પ્હોચ્યો એટલામા પોતે કાઇ ભુલી ગયો હોય એમ તેના મ્હો ઉપરથી જણાયું.

"કેમ શું ભુલ્યા ?" તેના મિત્રે પુછયુ.

"ઘડીઆળનો પટો રહી ગયો."

"હશે, ચાલશે, આપણે કયા હમણા ઓફીસે જવું છે ! અને મુંબઇમા તો ઠેઠ ઠેકાણે ઘડીયાળ મળી આવશે."

"પણ તેમા ખરી વાત કઇ અને ખોટી કઇ તે સમજાય નહીં તો મ્હારી ઘડીયાળ તો ટાવર સાથે મેળવેલી છે, તેમજ મને તેના વગર ચ્હેન પણ નહી પડે. ચાકરને બોલાવી ઘડીયાળ લાવવા કહ્યું. ઘડીયાળ આવી અને બન્ને જણા ચાલવા માડયા.

**વસંત**—"લાલ ! સારૂં થયું કે તું વખતસર આવ્યો, બાકી આજે હું તને ઘણુ સંભળાવવા ધારતો હતો."

**લાલ**—"એ પણ ઠીક. તું દરરોજ તારી ચાપચીપમાં મોડો થાય તેનું કાઇ નહીં. અને હું અગત્યના કામસર રોકઉં તો પણ

મ્હારે સાભળવાનું ! હાય, મ્હોટાની દુનિયા એમજ ચાલે છે. "

આમ વાતો કરતા બન્ને મિત્રો ગિરગામ ટ્રામ ટર્મીનસ આગળ આવી પ્હોચ્યા. આખના પલકારાની સાથે સુસવાટા કરતી, ધુળ ઉ-રાડતી, ટગ, ટંગ, ખણુંગ ખણુંગ અવાજ કરતી, આસપાસ રહેનાર ને ફરનારના વિચારને વાતમા ખલલ કરતી પોતાના માર્ગમા આડે આવનારને શાસન આપતી, અલબેલી નગરીમા પોતાને જય મળ્યો તેના માનમા વિજય વાવટો માથે ધારણ કરતી, કદી કદી તારાની માફક ઝળુકતી, ગર્વ ધરતી, ધરતીને ધ્રુજાવતી, સરરર કરતી વિજ-ળીક ટ્રામ પુર્ણ વેગથી દોડી આવી અને અટકી.

**લાલ**—વસંત ! જોયું ! કયા ગયો એનો વેગ ! કયા ગયોએનો રોફ ! કયા ગયું એનું અભિમાન ! તવંગર પણ મૂર્ખ માણસ આ પ્રમાણે ગર્વમા અને ગર્વમા આગળ ચાલ્યો જાય છે ત્યારે પાછુ ફરી જોતો નથી. કોઇ સમાન મિત્ર કદાચ સલાહ આપે તો તેને બેવકુફ ગણી સાભળતો નથી. બિચારા ગરીબના તો ભારજ શા કે પોતાની જીભ ઉપાડી શકે ? પણ તે મુર્ખને માલમ નથી કે મનુષ્ય માત્રને અટકવાનું તો છેજ કેટલાક તો " મિયા પડયા પણ તંગડી ઉચી " તેની માફક ફેશનની ફીસીયારીમાથી હાથ કહાડતા નથી ને મૃત્યુ સમયે દુઃખી થાય છે, જો, ટ્રામનો વાવટો પણ જાણે તેને પશ્ચાતાપ થતો હોય તેમ ઉતારી લેવામા આવ્યો ! ચાલો હવે આપણે બેસી જઇશું ? "

ટ્રામની અંદર વસંત પહેલોજ દાખલ થયો, અને લાલ પાછળથી દાખલ થયો. બન્ને જણાની બેઠક સાથેજ હતી. ટ્રામ ચલાવનારની

પાછળની બારી આગળની જગ્યા આગળ તેમના બેઠક હોવાથા ઘટના વારંવાર થતા ઘોંઘાટને લીધે તેમની વચ્ચે થતી વાતચીત કોઇ સાભળી શકે તેમ નહોતુ.

**લાલ**—આજે કયા જવા વિચાર છે ?

**વસંત**—આજે......કંપનીનો "બોનાફાઇડ કલીયરન્સસેલ" છે તેથી ત્યા માલ ઘણા સસ્તે ભાવે મળશે.'

હરરોજનું વેચાણ તો ત્યારે "મેલાફાઇડી" થતું હશે ? લાલ હસતા હસતાં બોલ્યો "તું આવા વેચાણ વખતેજ ત્યાથી ખરીદી કરે છે ?

**વસંત**-"ના, ના, એમ તો શું પણ આવી તક મળે તો તે જવા દેતો નથી. બાકી હું તો ઘણું ખરૂં આવી ઇંગ્રેજી કંપની-માથીજ માલ ખરીદુ છું. એક ભાવ કહે એટલે વધારે માથાકુટ નહીં, આપણા હીંદુ વેપારી તો બમણુંજ કહે.

આટલું કહી વસત જવાબની રાહ જોતો હતો એટલામા ટ્રામ એકદમ અટકી પડી અને અંદર બેઠેલા સર્વેને ઘણોજ જબરો આ-ચકો લાગવાથી તેમ થવાનુ કારણ જાણવા ઉતારૂઓ બ્હાર ડોકીઆ કરવા મંડયા. જોતા માલુમ પડયું કે એક ગાડું વચ્ચે આવી ગયું હતું. ટ્રામ ચલાવનારનુ ધ્યાન જો એ તરફ ન હોત તો જરૂર જ-બરી અથડા અથડી થતે અને કદાચ મોટું નુકશાન પણ થતે, ગાડા વાળો તો 'હાક સુલેમાન ગલ્લી' ની માફક જોયા કર્યા વગર ગાડુ હાકયો જતો હતો. તે પોતાની ભુલ સમજ્યો ને ગાડુ વાળી દીધું.

પાછળ એક સાહેબની ગાડી ખોટી થતી હતી. ટ્રામના સુપરવાયજર સાહેબ તે જગ્યા પર હતા નહીં તે બહુ સારૂં થયું, કેમકે ખોટી થતી ગાડીમા બેઠેલા સાહેબનો મિજાજ હાથથી જતો રહ્યો હતો. ઘોડાવાળા પાસેથી ચાબુક લઇ બે ત્રણ ફટકા ગાડાવાળાને લગાવી ગાડી દોડાવી મુકી.

" વસંત ? જોયું ? નીચી બોરડીને સહુ ઝુડે ! " લાલ બોલી ઉઠયો "ટ્રામ ચલાવનારની સાવચેતીને લીધે, અને એના કુટુંબના સારા નસિબે બચ્યો ત્યારે આ પ્રસાદી મળી ? " સાહેબના માથાનો કોઇ મળ્યો હોત તો ખબર પાડી દેત આ બિચારો કોને ફરીઆદ કરે અને કરે તો સાભળે કોણ ?

ગાડાવાળાએ વાંસો પંપાળતા ગાડું ચલાવવા માંડયું. અને ટ્રામનો વેગ પણ વધવા માંડયો પોતાને જેટલું કહેવાનું હતું તે કહી દીધું હતું અને મરજી ઉપરાત જવાબ કઢાવવાનું યોગ્ય નહીં લાગવાથી................કંપનીની જગ્યા આવી પહોચતા બન્ને મિત્રો ટ્રામમાથી ઝડપ લઇને ઉતરી પડયા.......



# પ્રકરણ ૫ મું.

## કંપનીમાં.



ટ્રામમાંથી ઉતરી બન્ને મિત્રો......કંપનીમાં દાખલ થયા. દુકાનના બહારના ભાગ ઉપર મ્હોટા મ્હોટા અક્ષરે જાહેર ખબરો મુકવામાં આવી હતી. તેમાં શું લખ્યું હતું? પ્હેલેથી છેલ્લે સુધી પોતાના માલના વખાણ, ઘટાડી નાખેલા ભાવની તારીફ વિગેરે, મી લાલ મન સાથે બોલ્યો "આ વખતની બલિહારીજ ઓર છે જાહેર ખબરનો ઉપયોગ વસ્તુને જાહેર લાવવાનો જતો રહ્યો, ને પોતાના વખાણ કરવાનો થઈ પડયો છે.

આ વખતે મી, વસંત તો કંઇ જુદાજ કામમાં ગોઠવાયો હતો, પોતાના ડગલા અને પાટલુન વાસ્તે સારૂં ગરમ કપડું કઢાવી ફીરંગી દરજીને બોલાવવામાં આવ્યો. માપ લઇ ડબલ પનાનું ચાર વાર કપડું જોઇશે એમ કહી તે ચાલતો થયો. ભાવ તો પુછવાનો હતોજ નહી કેમકે ભાવની ચીઠી તો કપડાપર હતીજ કપડાનું બીલ સાડાતેર રૂપીઆનું થયું. હિંદુ દરજીઓ નિયમિત ન હોવાથી, તેમજ કામના પુરેપુરા જાણીતા ન હોવાથી કંપનીનાજ દરજી પાસે સીવડાવવાનું ઠર્યું. સીલાઇના વીસ રૂપીયા કર્યા. મી લાલે ગુજરાતી ભાષામાં કહ્યું કે "આતો સોના કરતાં ઘડામણ મોઘું થયું" લાલને ઇંગ્રેજી ખટપટનું ભાન નહોતું. એકવાર ભાવ પુછી ચુકયા ને પછી

ત્યાં ન સીવડાવીએ તો ખોટું દેખાય એમ કહી વસંતે દરાવેલા ભાવો ત્યા કપડું સીવવા આપી દીધું. “ ચોથે દહાડે બધું તૈયાર થશે અને કહો તો તમારે ત્યા અમારા માણસ જોડે મોકલી આપીએ ” એમ દુકાનના સાહેબે કહ્યું. “ જાતેજ આવીશ ” એમ કહી વસંત નેક-ટાઇ, કોલર વિગેરે રાખવામા આવતા ભાગ તરફ ગયો. એક રૂપી-યાની વસ્તુના આજે બાર આના હતા એટલે પચીસ ટકા તો...... કંપની એમાની વેચેલી વસ્તુ પર રળીજ ચુકી હતી. એક ડઝન કો-લર અને અડધો ડઝન નેકટાઇ ખરીદાયા. બીલ થયું. પૈસા અપાયા. રૂપીયા સતાવીશનું લગભગ ચક્કર થઈ ગયું. એટલે વધારે ખરીદી વેચાણને છેલ્લે દહાડે એહદ ઘટાડવામા આવતા ભાવ ઉપર રખાઇ, છ વાગવા આવ્યા હતા, પોણાછએ......કંપનીની દુકાન આગળ મગાવેલી ઘરના ગાડી આવી પહોચી હતી. દુકાનમા વારંવાર ખરીદી કરવાને વસંતની આવ જા થતી હોવાથી ગાડીવાળો ગાડી કયા લા-વવાની હતી તે જાણતો હતો. કોલર નેકટાઇ ગાડીમા મુકાયા, ને બંને મિત્રો ગાડીમાં બેઠા. ગાડી કયા લેવી છે એમ ગાડીવાળાએ પુછયું.

**વસંત**—“ ઘર તરફ લાલ. !” આજે એપોલો જવાનો વિચાર નથી. કેમકે મ્હારૂં માથું દુઃખે છે ને વળી પવન ખાઇ વધારે ચડે. સારૂં થયું કે તું અહીંઆ આવ્યો. ” લાલ બોલ્યો. “ નહીંતર બિચારા હીંદુ વેપારીઓની કચકચ અને તેમની દુકાનમા થતી ગડબડને ગાળ-પડતે. તું જાણે છે કે એપેલો કે ચોપાટી હું હારી સાથે આવ્યો કે વિનોદમાં ઉતરવાનો મને પણ કાલ રાત્રે ઉંઘ ન આવવાથી અને બ-પોરે ઉઘવાની ટેવ ન હોવાથી થાક લાગ્યો છે. ”

જોત જોતામા મંગલો આવી પહોંચ્યો અને બંને જણા ઉતરી બંગલામાં દાખલ થયા. વસંતના કાકા એમની સાથેજ રહેતા હતા. તે જુના વિચારના અને ખરા વાદી હતા. તેણે પુછયું કે "જોઉં તો ખરો, ભાઇ આ શુ લાવ્યો ? જીવ્યા કરતા જોયું ભલું ".

" ના, કાકા. તમને બતાવવામા માલ નહીં, તમે વળી સતર વાના સંભળાવશો, અને તેમા આજે તો લાલ પણ છે એટલે તમારી જોડે તકરાર કરવી ફાવશે નહીં

" હાસ્તો ભાઇ આપણે તો એ તમારી તકરાર બકરારનીફલમો જાણીએ નહીં. આપણી પાસે તો એક ધાના બે કકડા તમારે તો બધુ કલમ પરજ આવી ગયુ છે. એ કલમ દમ વગરની થાય ત્યારે કાકાને સંભારશો. "

વસંતને થોડી ઘણી કાકાની આમન્યા હતી અને વળી પોતાનુ માથું દુઃખતું હતું એટલે વધારે રકઝક ન કરતાં પેટી બતલાવી, "હાય ! હાય ' કેટલા રૂપીઆ પર પાણી ફેરવી આવ્યો ? ત્હારા કબાટમા તો બે ત્રણ પેટીઓ છે ને વળી આનું શું કામ હતું ? ધીરે રહીને કાકાને ખીલવવાને, વસંતને ચીડવવાને લાલે કહ્યું. " કાકા ! એ તો આજે ઘણા સસ્તા ભાવે આણ્યું છે...'...કંપનીનું વેચાણ હતું, અને તેમા ભાવ બહુ ઘટાડી નાખ્યા છે. "

" મુઆ. એ સસ્તાના વેચનારા ! આપણા વેપારીઓની કયાં ખોટ છે કે એમનો ભાવ પુછીએ ? પણ લાલ, કહે તો ખરો, આના

શું પૈસા આપ્યા ? હું જાણું છઉં કે વસંત તો મને ઉડાવવાનો અને ખરૂં કહેવાનો નહીં. ”

લાલ—“ કોલરના ફક્ત નવ રૂપીયા અને નેકટાઇના સાડાચાર ”
“ હું તો આની સાડા ત્રણ દમડી પણ આપું નહીં ” કાકાએ કહ્યું. વસંત આટલી વાર થયા સાંભળ્યા કરતો હતો, તે બોલ્યો; “ કાકા ! ફેશનમા તમે ન સમજો. ”

“ હા ભાઈ ! હું કયાથી સમજું એ ફેસલ બેસલ આપણે તો જોઇએ નહોતી અને સાભળી પણ નહોતી, એતો ત્હારા જેવાને જોયાયા એટલે જુની આખે નવું જોવાનો વારો આવ્યો ! હવે તો એક નુર માણસ અને હજાર નુર કપડા એવો વખત આવ્યો ! આમને આમ આપણી આર્ય ભુમિનું નખોદ વળી ગયું, ને હજી ત્હારા જેવા વધારે વાળશે. આ ત્હારી નકટી કે નેકટી જુની થાય તો માડ માડ ચુલામા બે કાકડી મુકાય ને આ ત્હારા કોલરનો તો તેટલો પણ ઉ-પયોગ નહીં !! મને તો એ જોઇનેજ કોલેરા થાય છે. લાલ આ નથી પહેરતો તેથી શું કદરૂપો દેખાતો હશે ? કુદરત તે વળી શું ઠં-કાતી હશે ? ”

લાલ—“ પણ કાકા ! એની પેઠે મ્હારી ગરદન કાંઇ ઉંચી રહે છે ? ગરદન ઉંચી રાખવા જેવો આપણો વખત ક્યા છે ? મુછ નીચી ને ગરદન ઉંચી એમા ફળ શું ? ઇંગ્રેજોને તે છાજે છે, આપણને નહી. વારૂ, પણ મને એક સવાલ થાય છે કે આજ આપણા દેશમા

ઇંગ્રેજોને આવ્યાને ઘણાં વર્ષો થયાં. ત્યાંના હવા પાણી કરતાં અહીં હવા પાણી જુદાં છે. તમે તો હીંદમાંજ રહી તમારો જાતી પહેરવેશ મુકી દયો છો તો એઓ અહીં આ લાંબા વખત સુધી રહે છે છતા પોતાનો કેમ છોડતા નથી? આપણેજ મુર્ખ કેની કે પોતાનું મુકી પારકું હાથમા લઇએ છીએ."

વસંત—"આપણા કરતાં તેમનો પહેરવેશ સારો દેખાય છે."

"આંખમાં પણ વિકાર આવી ગયો તો! મને તો આપણું સસ્તું ને સાદું લાગે છે. તેમજ આપણા પહેરવેશથી આપણી જાતિનું તથા દેશનું ભાન થાય છે. ખરૂં સમજતા હો તો તેમને પોતાના દેશનું અને જાતિનું અભિમાન છે. અને તમને નથી. તમારા જેવા એ મુર્ખ નથી."

વસંત—"હવે બહુ થયું."

"ઠીક, તો તેમ આપણે તો ઘરડા એટલે ગમે તેવું બોલાય જાય છે તમને પસંદ ના પડે તો અમારા ને તમારા નસીબ."

"મ્હારૂં તો માથું દુ:ખે છે" એમ કહી લાલને લઇ વસંત ઉપર ગયો. "લાલ! આજે ઠીક નથી માટે આજે જરા હારમોનિયમ વગાડ; અને હું જરા લુગડાં બદલી, દવા લગાડી આવું છું." દવા ચોપડી દિવાનખાનામાં પડેલા કોચ ઉપર વસંત સુતો, અને લાલે વાજું વગાડવું શરૂ કર્યું થોડા ઘણાં ગાયનો વગાડી મી. લાલે જવા વાસ્તે રજા માગી.

**વસંત**—" આજે અહીંજ રહેને ! આપણે બે સાથે હોઇશું તો મને ગમશે ને વખત જલદીથી નીકળી જશે, ત્હારે ઘેર માણસ મોકલી ખબર આપીએ."

**લાલ**—" ના ભાઇ, મને માફ કર. મ્હારે ઘેર ગયા વિના આજે ચાલે તેમ નથી."

વધારે હોસાતોસી ન કરતા વસંતે લાલને જવા દીધો, અને પોતે પોતાના ઓરડામા જઇ પલંગ પર પડયો.



## પ્રકરણ ૬ હું.

### યુવાવસ્થા.

ભૂલાવતી જન ભાન, સાન ત્યમ જરી ન રાખે,
કરણી જુદી હોય, કહેણી જુદીજ ભાખે;
કરે સાહસિ કૃત્ય, બની જગ લાજ વિનાની,
અપાર વિજયી યુવા, યુવતિને કરે દીવાની.

( અલક કિશોરી )



સાયંકાળનો સમય થવા આવ્યો છે, આકાશ વાદળાથી ચારે બાજુ છવાઈ રહ્યું છે, ફુલોની સુગંધથી શીતળ પવન પોતાની મંદમંદ ગતિએ વહન કરતો દિવસના થાકથી થાકી ગયેલાઓને ફરીથી કામ કરવાને ઉતેજીતિ કરી રહ્યો છે-પક્ષિઓ પોત પોતાના માળાઓમા જવાને તૈયારીઓ કરી રહ્યાં છે, મજુર લોકો ગાતા માતા કામમાથી છુટી પોતાને ઘેર જતા માલુમ પડે છે. આવે વખતે રમ્ય અલ્હાબાદ નગરની એક સુંદર સડક ઉપર આવેલા એક રમ્ય બંગલામાં સોળ વર્ષની એક તરૂણી પોતાંના માથાના આગલા ભાગ પર હાથ મુકી ચિંતાતુર ચહેરે બેઠેલી જણાય છે. તેણીની સામે મેજ ઉપર એક નાનું ટાઇમપીસ (ઘડીયાળ) ખટક ખટક અવાજ કરી રહ્યુ છે. તેનીજ પાસે એક આરસી અને લખવાનો સામાન પડેલો જણાય છે. આ યુવતિ આ બંગલાના જે દિવાનખાનામા બેઠી છે તે દિવાન

ખાનું નાનું છતા દેશી વિદેશી સુશોભિત વસ્તુઓથી વ્યવસ્થા પુર્વક શણગારેલું માલુમ પડે છે. એક બાજુને શોભાવતા કબાટમા અંગ્રેજી તેમજ દેશી ભાષાના જુદા જુદા વિષયના પુસ્તકો ગોઠવાયલા નજરે પડે છે: સ્હામેના એક બીજા મેજ ઉપર પણ પુસ્તકોની હાર ગોઠવેલી જણાય છે. આ રમણી ઘડીકમા તે પુસ્તકો ઉઘાડી જુએ છે, તો ઘડીમા વળી લખવાની ઈચ્છાથી હાથમા કલમ પકડી વિચારમા પડી જાય છે, વળી એટલામાં દર્પણમા મ્હો નજરે પડતા પોતાના નવિખરાતા વાળ સુધારે છે. આ વખતે જો કોઇ માણસ એકાએક તે દિવાનખાનામા જઇ ચડે, તો તેને તુરત સમજાય જાય કે આ યુવતિને આજે કોઈ રીતે ચેન પડતુ નથી. એને ગમતુ લખવુ. કે નથી એને ગમતું બેસી રહેવું. એની મુખમુદ્રા પરથી સ્પષ્ટ જણાઈ આવે તેમ છે કે, આજે તે કોઇ ગંભીર ચિંતામા પડેલી છે. ઘડીમા તેની આખમાથી દડદડ આસુ પડે છે, તો ઘડીમા તે રમણી લાલચોળ બની જાય છે. જાણે કોઇ આવ્યું ! એમ શંકા કરી વચ્ચે વચ્ચે તે ચમકી પણ ઉઠે છે. એવામાં એકાએક સ્ફુરી આવેલા વિચારો ઉપરથી તેણીનું હૃદય ઉભરાયું, જે વિચારોથી તેનું અંતઃકરણ અત્યાર સુધી ચકડોળે ચડેલું હતું તે વિચારો તેના મુખમાથી હવે બહાર પડવા લાગ્યા, હું મનમા વિચાર કરૂં છું કે મોટે બોલું છુ તેની પણ કાળજી ન રાખતાં તે બડબડવા લાગી:---

" પિતાજીનું ધારવું એવું છે કે હજી હુ બાળક છું. પણ ના, હવે તો હું યુવાન થઇ. દુષ્ટ અનંગ (કામ) મારા શરીરના તમામ અવયવોને પીડે છે. નથી મને દીવસમાં ચેન, કે નથી આવતી રાત્રીએ નિંદ્રા,......પુરૂષ તો એ પણ ઠીક છે, ધનાઢય છે, ઉમરે પણ

વીસ બાવીસ વર્ષની થઇ છે, તેમ કદરૂપો પણ નથી. સ્વભાવનો પણ સારો જણાય છે; પરંતુ અહા ! કોણ જાણે કેમ ? ! જયારથી પેલી મુર્તિ મારી નજરે પડી છે ત્યારથી આ મન પાણી પાણી થઇ જાય છે. રાત્રી દિવસ તેની ભોળી આકૃત્તિ મારી આંખો આગળ ખડીજ રહે છે. જો કે તે પુરૂષ બહુ ભણ્યો ગણ્યો તો લાગતો નથી તેમ તેની પાસે દ્રવ્ય પણ પેલાના જેટલું જણાતું નથી, તો પણ પ્રેમનો ખરો અર્થ શું તે તે જાણે છે ખરો; મારી ઇચ્છા એમ થાય છે કે જાણે તેને મારા સ્વામી તરીકે સ્વીકારૂં જે ઉપર ઉપરથી મીઠી મીઠી વાતો કરે છે પરંતુ મનના મેલા હોય છે તે પરિણામે સારા નથી નીકળતા. જેથી એમ ન થવું જોઇએ કે આ પ્રેમના પરિણામે મારેજ દુઃખ સહન કરવું પડે. અત્યાર સુધીમાં ઘણા પુરૂષોએ મારી સાથે લગ્ન કરવાની ઇચ્છાઓ જણાવી છે. મ્હોટા મ્હોટા મારી ખુશામત કરવા આવે છે, હું પણ હાલના સુધારાના સમયને અનુસરતા તેમની સાથે ( સ્નેહબંધન ) કોર્ટશીપ કરતા કરતા થાકી ગઇ. કોર્ટશીપ એ પણ અર્ધું લગ્ન થયા સમાનજ છે. પછી બાકી શું રહ્યું ! હશે જે થવાનું હશે તે થશે. પણ આ બેમાંથી કયાને પસંદ કરવો ? આ કરતા તો બળ્યું—એ રીત સારી કે માતપિતા સારી રીતે તપાસ કરી અને વિવાહ કરે; મારા જેવી કાચી ઉમ્મરની બાળકીયો કયો પતિ સારો કે કયો પતિ નઠારો તેના નિશ્ચયં શી રીતે કરી શકે ? મારા પિતા કેટલાક સ્નેહી સંબંધી—સગા સાગવાંને તરછોડી આમ એક સુધારાના સાથી બન્યા તે ખરૂં જોતા તો ઠીક ન કર્યું જો હું મારા દાદાને ત્યા રહેતી હોત, તો જો કે મન ગમતો તો મેળવી ન શકત, તો પણ ક્યારનો એ મ્હારો વિવાહ થઇ ગયો હોત. અત્યાર

સુધીમાં તો કદાપિ એક બે બાળક પણ થયાં હોત. હજુએ પિતા તો હઠ છોડતાજ નથી, મારી યુવાવસ્થા ચાલી જાય છે અને એ તો હજુ બે વર્ષ પછી વિવાહ કરવો એમ ધારે છે. આમ જ્યારે છાની માની લગ્ન કરવા ધારૂં છઉં તો એમાંથી ક્યા પુરૂષને પસંદ કરવો તેની ભાજગડ ચાલે છે, ત્યારે પિતાની હઠ જુદાજ પ્રકારની છે. હે હરિ ! હવે, શું કરવું ! અરે જો પિતાજી હવે તેમનો દુરાગ્રહ નહીં છોડે તો પસ્તાવું પડશે. હું તો......"

જો કે ગુલાબ પોતાના મનમાંજ આ પ્રમાણે વિચારો કર્યા કરે. છે. એમ માનતી હતી, છતાં વિચારના આવેષમા તેને ભાન નહોતું રહ્યુ કે તેનો બકબકાટ બીજું કોઇ સાભળતું હશે. તે નહોતી જાણુતી કે, તેના પીતા મી૦ વિલાપરાય કાંઇક કામ કાજ પ્રસંગે જોડેના ઓરડામાજ આવ્યા હતા, અને તે ત્યા સાભળતા હતા. આ સાભળતાં તે લાલ પીળા થઇ જઈ હોઠ પીસવા લાગ્યા. એકદમ દિવાનખાનામાં પ્રવેશ કરી તે બોલ્યાઃ--

" કેમ ગુલાબ ! મારે શાથી પસ્તાવું પડશે !"

" કોણ પિતાજી ?! તમે અહીં ક્યાથી ? પધારો, મારાથી શું બોલી જવાયું તે મને ખબર નથી.

" કેમ ! મારા પ્રશ્નનો ઉત્તર ન આપ્યો કે ? "

" પિતાજી કહેવા યોગ્ય નથી, પરંતુ હવે કહ્યા વગર પણ નથી ચાલવાનું હવે મારૂં કંઇ ઠેકાણું પાડો, નહીં તો પુરી હાની થશે. વધારે શું કહું. "

" પુત્રિ તું ભણેલી છે, ડાહી અને સમજુ છે, તારા વાંચવામા આવ્યું હશે કે, બાલવયમાં વિવાહ કરવાથીજ આ હિંદુસ્તાન પાયમાલ થયું છે. તે દિવસે લેકચરમા પણ એજ વાત નીકળી હતી, નાની ઉમરમા વિવાહ કરવાથી પ્રજા બળવાન થતી નથી. અમે દેશ સુધારવાનું બીડું ઝડપ્યું છે, અને સુધારાના સાથી બન્યા છીએ; અને જો અમેજ નહીં વર્તીએ તો પછી વર્તશે કોણ ? અમારૂં કહ્યું પછી કોણ સાંભળશે ? બે વર્ષ તો કાલે જતા રહેશે. એટલામા મી: નગીનદાસ બેરીસ્ટર થઇને પણ આવશે. તેમની સાથે તારે ઠીક પડશે. "

" હુ તે સર્વ જાણું છું, મેં એ વાતો ઘણાજ લેકચરોમા સાભળી છે. તેમ પુસ્તકો અને ન્યુસપેપરોમા પણ વાચી છે. જાતે પણ દસ બાર વખત આ વિષય પર લખી ચુકી છું. સ્ત્રી સમાજમા મેં લેકચરો પણ આપ્યા છે; પરંતુ પિતાજી ! કહેણી અને કરણીમા બહુજ તફાવત છે. મારૂં મન કોણ જાણે કેમ ઉછાળા મારી રહ્યું છે, તે હું નથી કહી શકતી. વિકળતા વધી જાય છે, હવેજ મને અનુભવ થયો કે યુવ વસ્થામા વિવાહ કરવાની સલાહ આપનારા લોકો ભુલ કરે છે.

ગુલાબ ! જો તુ મારૂં નહીં માને તો પસ્તાવું પડશે. પછી જેવી તારી ઇચ્છા. "

આમ કહી ગુલાબના પિતા મી૦ વિલાસરાય ક્રોધ કરી ત્યાથી ચાલ્યા ગયા અને ગુલાબ પાછી એકલી પડી.



# પ્રકરણ ૭ મું.

## ફ્રેન્ડશીપ.

" જે કરશે તે ભરશે કોઇ શું કહેશે !
" બાવળ વાવીને અંબસ્વાદ કેમ લેશે ?
" કૌવચ સંગતથી રંગત શું રહેશે ! ?
" ચંદન ખંડનથી ગંધ અખંડ ન વહેશે. "

ડા. ઘી. ઝવેરી.



ગુલાબ ફરીથી એકલી પડી. વળી તે પાછી પહેલાની પેઠે બડબડવા લાગી. " અરે પિતાએ એકદમ આ વાતો જાણી તે ઠીક ન થયું ! તો પણ શું હરકત છે ? હવે તેઓ મારા વિચાર ખુલી રીતે સમજ્યા છે. પાછળથી તેઓ બોલી તો ગયા છે કે જેવી તારી ઇચ્છા હોય તેમ કરજે, હવે શું ફિકર છે ? " એટલામા તેની નજર રહામેના ટાઇમ પીસ ઉપર પડી અને તે બોલી:—

" અરે છ વાગવામા માત્ર દશ મિનિટજ બાકી ! કેમ વારૂ, હજુ સુધી તે નહી આવ્યા હોય ? તેઓ સમય ચુકે તેવા તો નથીજ, પણ કોણ જાણે ? તે શા કામમાં રોકાઇ ગયા હશે ? ! ! લાવ જરા બહાર જોઉં તો ખરી કે બાઇશીકલ કોની આવતીજણાય છે ? હાં એતો એજ, ચાલ્યો હું પણ કપડા બદલી લઉં, બાઇસિકલ

ઉપર સાથે આજ શહેર બહાર હવા ખાવા જવા નક્કી કર્યું છે.'

આવું કહી ગુલાબે પેટીમાંથી કપડાં કાડવા માડયા. ગંજીફ્રાકનો કચ્છો વાળીને પગથી ઝુલતો ઘાઘરો પહેર્યો અને બુટ મોજાં ચઢાવતી હતી, એટલામા બુટનો ખડખડાટ બહાર સંભળાયો. તુરતજ રેશમી સાડી ઓઢી લઇ તે નવા આવનાર પુરૂષનો તેણીએ સત્કાર કર્યો. પુરૂષે એક ખુરશી ઉપર આસન લીધું અને પોતાની બનાવવાની ઇચ્છાથી ગુલાબનું રૂપ લાવણ્ય એકી નજરે જોવા લાગ્યો. વાચનાર! તું પણ જરા ગુલાબનું રૂપ જોઇલે પણ મન દ્રડ કરી રાખજે હો ગુલાબના ચંદ્ર જેવા મુખ ઉપર કાળી રેશમી સાડી અને પીળી સાટીનનું વારફેર પોળા કુરતા ઉપર એવી સરસ શોભા આપતા હતા કે જાણે રંગી વિરંગી વાદળે શરદ ચંદ્રને ઘેર્યો ન હોય !! તેણીના દાડમની કળી જેવા શોભાયમાન દાતો, હરણના બચ્ચાની આંખોની પેઠે જોતાજ વિના કિંમતે સેવક બનાવનારી તેણીની આખો; પોપટની ચાચ જેવું તેણીનું સુંદર નાક, ભરાવદાર તર થયેલો તેણીનો કપેલભાગ, ચિત્તાના જેવી તેણીની પાતળી કમ્મર, બહાર ધસી આવેલી તેની છાતી, અને શરીરના બધા અંગોમાં સુંદર આ પરમ રમણીને જોતા આવેલા મનુષ્યનું ચિત્ત ઠેકાણે ન રહ્યું. ગુલાબનો ઓરડો બંગલાની એક બાજુ ઉપરના ભાગ ઉપર આવેલો હોવાથી જાણે તે કેવળ સ્વતંત્ર મકાન રૂપ હતો. સુધરેલા રીવાજ પ્રમાણે સ્નેહી સબંધીઓને મળનારી ગુલાબને તેના બાપ તરફથી છુટ આપવામાં આવેલી હતી અને તેથી તેના મિત્રો અને સાથે ભણનારાઓ તેણીને મળવા બારોબારજ આવતા.

"આમના વસ્ત્ર બદલવાના વખતે હું અંદર ચાલી આવ્યો તે

કામ મેં સભ્યતાની વિરૂદ્ધ તો કર્યું, પણ મને તે માટે આપ માફી આપશો એવી આશા છે." તે નવા આવનાર પુરૂષે સવિનય કહ્યું.

"સભ્યતાના નિયમો લોકોને બતાવવા માટેજ છે. એકાન્ત સિવાય કોઈ કાર્ટશીપ ઓછીજ થઇ શકે છે ? જેથી કરી આપ... ..." હસતા હસતા આ વાકય કહી ગુલાબ છાની રહી ગઇ:

"આ વાકયની સાથે આપના હસવાથી મારી આશા દ્રઢ થતી જાય છે, હવે તો વ્હાલા કહી તમોને સંબોધું એવી આજ્ઞા આપો.

"હું હજી આપને ડીસાઇડેડ (નિશ્ચયપુર્વક) કાંઇ કહી શકતી નથી; પરંતુ મારા મનનું વલણ આપની તરફ વધારે છે. આજ કાલ બે મનુષ્યોના સ્નેહની પરસપરસ લડાઈ ચાલે છે. મનમા તેનો જસ્ટીસ (ન્યાય) થાય છે. જે તેમાં જીતશે તેની હું થવાની.'

"હું સદા આપની સેવામા તૈયાર છું. ગાવા મને સારૂં આવડે છે. પીઆનો; હાર્મોનિયમ આદી વાજીંત્રો વગાડવાનું જ્ઞાન તો મને સ્વભાવિકજ છે મારી પાસે પૈસા પણ પુરતા છે. પરંતુ ખરેખરા પ્રેમના પાસમા તે પૈસાની શું જરૂર છે ? વળી પ્રેમ અને દ્રવ્યને શું સબંધ છે ?"

આનો કાંઇ પણ ઉત્તર ન દેતા હસતા મુખે ગુલાબ એક હાથે રૂમાલથી પગમા પહેરેલા બુટને સાફ કરતી બહાર નીકળી. નોકરે બાઇસીકલ સાફસુફ કરી તૈયારજ રાખી હતી.. બંને પોત પોતાની બાઇસીકલ ઉપર બેસી; રસ્તે ચાલતાં મનુષ્યોથી બચવા બચાવવા ઘંટડીયો વગાડતાં વગાડતાં આખરે હવા ખાવા માટે સુર્યાસ્ત સમયે શહેર બહાર આવી પહોંચ્યાં.

ગુલાબના પિતાનો એક બીજો નોકર પ્રથમથીજ અત્રે આવેલો

હતા. બંને પોતાની બાઇસીકલો તેને આપી પરસ્પરસ હાથ મેળવાને પગથી ઉપર ધીમે ધીમે ચાલવા લાગ્યા. પવનનો વેગ ઘણો હતો. શહેર બહારના તળાવના તરંગો કીનારાના પત્થર સાથે અથડાઇ ઉંચે ઉછાળા મારી રહ્યા હતાં, ઠંડો પવન કપડા ઉડાડતો, શીતકાલનું સ્મરણ આપતો; સુસવાટબંધ વાતો હતો. પારસી સ્ત્રી પુરૂષ, અંગ્રેજ સાહેબ અને મડમ, તેમજ બીજાં દેશી માણસો આમ તેમ ફરતા વાયુનું સેવક કરતા હતા. હવે ગુલાબ સાથે આવનાર માણસ કોણ હતો તેનો વીચાર વાચકોને આવતો હશે ખરો. પણ તે નવો આવનાર માણસ બીજો કોઇ નહીં પણ આપણો સુધારાનો શોખીન મી૦ વસંત હતો. જો કે તેના પીતા તરફથી તેના લગ્ન સબંધી હીલચાલ કરવામા આવી હતી; પણ મી૦ વસંતને તો પોતાના જેવીજ સુધારાવાળી સ્ત્રી સાથે લગ્ન કરવાનું મન હતું. તેથી આ ગુલાબ સાથે તે પ્રેમ બાધવાને ઘણોજ આતુર હતો; અને તેની સાથે અહીં ફરવા આવ્યો હતો. ગુલાબ પોતાની સાથે પ્રેમ બાધવા ઇચ્છનાર મી૦ વસંતને સાથે લઇ એક એકાન્ત બેન્ચ ( પાટલી ) પર જઇ બેઠી બન્નેએ પ્રેમની વાર્તા છેડી. મી. વસંત પોતાની ઇચ્છાઓ એક પછી એક અનુક્રમે ગુલાબને બતાવતો ચાલ્યો. જ્યારે વાતો વાતોમા જરા પણ ગુલાબ હસતી તો તેનું મન ભરાઇ જતું અને જરાપણ જો રોષ દર્શાવતી તો તેનો જીવ બળી જતો મી. વસતે વાતમાં બીજે દિવસે પણ મળવાની ઇચ્છા બતાવી અને જાણી જોઇને એક હીરાની વીંટી ગુલાબના આગળ સરકાવી પાડી.

" અરે આપનું આ શું પડયું ?! "

" હા, એ તો હીરાની વીટી છે, ગજવામાથી રૂમાલ કાઢતાં

નીકળી પડો મનુષ્ય તો શું પણ નિર્જીવ ધાતુ પાષણને ખેંચવાની પણ આપનામાં તો શક્તિ જણાય છે ' જુઓ તો ખરા આ ન્હાનકડી વીંટી પણ મારી પાસેથી જતી રહીને આપનું શરણ લેવા ઇચ્છે છે. "

" એ આપે કેવી રીતે જાણ્યું ? આ વીંટીને અને મારે શો સંબંધ છે ? લ્યો; હવે સંભાળીને રાખો કે તે ફરીથી પડી નહીં જાય. "

" શું હવે પણ હું આપને મારા નહીં કહી શકું ? હવે તો અંગુઠીએ પણ આપનું શરણ લીધું. હવે તેનો અનાદર નહીં કરવો જોઇએ, "

" એમાં અનાદર શો ' તે આપની ચીજ આપની પાસેજ રાખવી જોઇએ "

" મારી એ એક નિર્જીવ ભેટ છે તે આપ સ્વીકારશો. "

" જો કે પિતાજી નાખુશ થશે, તો પણ નલઉં તો આપને દુઃખ લાગે માટે હું તે લઉં છું. લાવો વારૂ, આપની યાદદાસ્તી રહેશે.

એમ કહી ગુલાબે તે વીંટી પોતાના હાથમાં પહેરી લીધી અને મી. વસંતે તેને પ્રેમથી એક ચુમ્બન લીધું. તે પછીની વાત ચીત સાંભળવાનો અને શું થયું તે જોવાનો આપણે અધીકાર નથી. માટે વાચકવૃંદ ! આટલેથીજ અટકો. છેવટમાં બન્નેએ પોત પોતાના માબાપોની સલાહ લઇ લગ્નનીગાંઠથી જોડાવાનું નક્કી કર્યું અને બન્ને પોત પોતાની બાઇસીકલો પર બેસી ત્યાંથી વિદાય થયાં. મી. વસંત ગુલાબને બંગલે પહોંચાડી પોતાના ઘર તરફ પ્રફુલિત ચહેરે વળ્યો અને મનમાં અનેક તરંગો ઘડી કાઢવા લાગ્યો. અને પોતાના પિતાશ્રી તેમાં સંમતિ આપશે કે કેમ અને જો ના કહેશે તો પોતાનું શું થશે તેનો વિચાર કરવા લાગ્યો

# પ્રકરણ ૮ મું.

## લગ્ન નિર્ણય.

વિદ્યાવાન સુશિલ, સદ્ગુણ ભર્યો, શોધો જડે સ્વામિતો;
એ અર્થે ધનિ, નિર્ધનિ નવ ગણો, ઓછો વધુ જ્ઞાતિનો

(કેસરવિજય)




લાબનો વિવાહ ક્યા કરવો તે સબંધી વધુ વીચાર કરવાને મી વીલાપરાયને ઘણી ઘણી મુશ્કેલીયો નડવા લાગી. તે વખત એવો હતો કે તેથી વીલાપરાયને સમજાયું હતું કે, આ સંસારમા જુદા જુદા પ્રકારના માણસો જોવામા આવે છે, કપાળે કપાળે જુદી જુદી સર્વની મતિ હોય છે. સર્વની પ્રીતિના પદાર્થો પણ જુદા જુદા દેખાય છે. એકને જે વસ્તુ ઉપર ઘણીજ પ્રીતિ હોય છે તેજ વસ્તુ બીજાને કેવલ અપ્રીતિમય પ્રત્યેક દેખાય છે. સુખ અને સુખના હેતુઓ, દુખ અને દુઃખના હેતુઓ પણ વ્યક્તિને માટે ભિન્ન ભિન્ન લાગે છે. એકની એકજ વસ્તુ એકને સુખકર ત્યારે તે બીજાને દુઃખકર હોય છે. દરેક માણસની ઇચ્છાઓ તો ફક્ત સુખ મેળવવાનીજ હોય છે, પણ તે મેળવવાને માટે માર્ગ જુદાં દરેક પોતાની પસંદગી જે માર્ગ ઉત્તમ માને છે; અને જેની જેની પસંદગી તેવા તેનાં પરિણામ ભોગવે છે. પોતે સુખ રૂપ માનેલા ઇચ્છિત પદાર્થ અને તેના પ્રાપ્તિને માટે યોજના જો વાસ્તવિક રીતે સુખ રૂપ હોયતો પોતાના ધારેલી ઇચ્છાઓ પાર પાડે છે; પરંતુ તે ખરાબ માર્ગે લઇ

જનાર હોયતો પરિણામે સુખ શોધતા ઉલટું દુઃખ સહન કરવું પડે છે. મી. વીલાપરાય આ સર્વે સમજતા હતા. પરંતુ પોતે સુધારાના હીમાયતી હોવાથી પોતાની કન્યાને યોગ્ય ભણેલ ગણેલ પતી સાથે અને પોતાના જેવોજ સુધારાના શોખીન હોય તો ઘણુંજ સારૂં એવો વીચાર મનમાં લાવી તેઓ મી. નગીનદાસને પસંદ કરતા હતા પરંતુ મી. નગીનદાસને દેશમા આવવાને બે વરસની વાર હતી તેથી પોતાની કન્યાનુ લગ્ને ત્યાં સુધી અટકાવી શકવા શકિતમાન નહોતા. તે વીશે તેમણે કરેલી વાતચીત આપણે આગળ વાચી ગયા છીએ તો અત્રે જણાવવાની જરૂર નથી. છેવટમા મી. વીલાપરાયે પોતાની સ્ત્રી કાન્તાને પોતાના વીચાર જણાવ્યા અને કહ્યું:—

" હે સુંદરી ! તે તારા જાણવા બહારની વાત તો નથી; પરંતુ તને કહું છું કે, હવે ગુલાબ તો દિવસે દિવસે મોટી થતી જાય છે. પુત્રિ રત્ન તે મ્હોટી ઉમરને પ્રાપ્ત થતા હવે તે આપણા આંગણાને શોભાવવાને બદલે એબ લગાડે છે. તે સાપના ભારા રૂપ છે. અને તે તેને યોગ્ય સ્થાનેજ રાખવા યોગ્ય છે. આજ સુધી જે ગુલાબ આપણે ત્યા રમતી આપણ સર્વને આનંદના વિશય રૂપ હતી તેજ ગુલાબ હવે વધારે વખત એવીજ સ્થિતિમાં આપણે ત્યા રાખતાં દુઃખના બોજા રૂપ નિવડશે. તેનો કન્યાકાળ વહી જાય છે. જો કે મારો વીચાર હમણાંજ તેના લગ્ન કરવાનો નહોતો. પરંતુ તેમ કરવાની હવે મને ફરજ પડી છે. હે સુલક્ષણિ ! તું આ વાતો સારી રીતે સમજે છે એટલે તને આ કહેવાની જરૂર તો નથીજ. આપણે અહીંયા કન્યાને માટે વરની પસંદગી અને વરને માટે કન્યાની પસંદગી તે વરકન્યાના હાથમાં નથી હોતી, પણ તેના વડીલોના હાથમાં

રહેલી હોય છે. આથી વડિલ કુટુમ્બીજનો સર્વ વાતનો...... પોતાનો અનુભવ, પોતાની શક્તિ. સ્હામા પક્ષની સ્થીતિ, તેના કુળનો, તેના ગુણનો, એવી રીતે સર્વ વાતોનો વીચાર કરી આગળ પગલું ભરે છે અને તેના પરીણામે ઘણુંખરૂં સુખજ મળે છે. હાલમા આ પસંદગી તે પરણવા ઇચ્છનારના હાથમા હોવાથી. યૌવન મદને પ્રાપ્ત થયેલા. જેમ બને તેમ સંસારમા પડવાની ઇચ્છાવાળા સ્ત્રી પુરૂષો, કા તો સ્હામા પક્ષના રૂપથી કે યૌવન મદથી મોહ: પામે છે. અથવા કેટલીક વાર તો એક પક્ષ બીજા પક્ષની અમુક પ્રકારની ચાલાકીથીજ અંજાય છે અને થોડા વખતના અનુભવમાંજ ભવિષ્ય જીવનની ગાઠ બાધે છે. બન્ને પક્ષને પોત પોતાની સ્વતંત્રતા ત્યા પ્રાપ્ત હોય છે એટલે જો ભવિષ્યમા જીવન સુખમા ગળાય તો ઠીક. નહીં તો એક બીજાને વીદાયગીરી આપતા, વળી બીજા માટે પ્રયત્ન આદરે છે. સ્હામા પક્ષની પસંદગીમા શા શા ગુણ ધ્યાનમા લેવા જોઇએ તેનુ જેને ભાન નથી, તેમ કોઇપણ પ્રકારના વ્યવહારનો જેને અનુભવ નથી એવા મૂર્ખ અને માત્ર હવે લગ્ન કરવું જોઇએ એટલુંજ સમજનારા અને તેથી પરણવા તૈયાર થયેલા સ્ત્રી પુરૂષોમાં આપણે યોગ્ય પસંદગી માટે શાની આશા રાખવી ? ચાંચલ્યમનો વિકારને વશ થયેલા સતત સુખને ઈચ્છતા અને એકલા અમુક પદાર્થની પ્રાપ્તિથી સુખજ છે એવા નિશ્ચયવાળા થયેલા સ્ત્રી પુરૂષો તેવી કાચી પસંદગીએ પ્રાપ્ત કરેલા પદાર્થમા પરિણામે દુઃખને અનુભવે તો પછી શું કરે ? કાતો તે દુઃખમા સડાયાજ કરે અથવા ફરીથી સુખ મેળવવા ગમે તેવા ઉપાયો કરે. આપણે અહીં તો એકવાર લગ્ન ગાંઠથી જોડાયા એટલે હે પ્રિયે! બ્રાહ્મણ વિગેરે ઉચ્ચ જ્ઞાતિમા તો હમેશને માટે બંધનમા પડયાજ. કુંભારના હાલ્લાની પેઠે કે તેવા ધા-

રાવાળાઓની પેઠે એક ન પસંદ પડતા બીજું બદલવાનું નહી અને વડિલોએ વીચાર કરી પોત પોતાને માટે નિર્માણ કરેલી પસંદગીમાંજ તૃપ્તી માની બેસવાનું, એટલે આરંભથીજ સ્ત્રી પુરૂષ એક બીજા તરફ પ્રીતિ પુર્વક વર્તન ચલાવે એટલે પરિણામે સંતોષ થાય એમા શુ નવાઇ ? પણ હે સુશિલે ? આ વાત આ પ્રસંગે ખાસ લક્ષમા રાખવાની છે કે જે વડીલોના હાથમા તે વર કન્યાના ભવિષ્ય જીવનનો આધાર છે. અને જેમના હાથમા તેમને માટે વસ્તુ નિર્મિત કરવાની સત્તા આપવામા આવે છે તેમણે તેમનો દુરૂપયોગ કરવો નહીં જોઇએ.

ઉપર પ્રમાણે મી૰ વીલાપરાયના વચન ધ્યાન પૂર્વક સાંભળતા હતા એવા ધર્મ મુર્તિ સ્વરૂપ કાન્તાબા તેમનું બોલવું પુરૂં થતા સવિનય કહેવા લાગ્યા કેઃ--

" હે સ્વામિન ! આપનું કહેવું મેં સાભળ્યુ. તેમ તમારા વીચારો પણ જાણ્યા. હવે વર પ્રસંદ કરવાનો આપણે રહ્યા નથી. કારણ કે એકજ કોલેજમા ભણતા મી૰ વસંત અને આપણી ગુલાબ વચ્ચે કોર્ટશીપ થઇ છે એવું મેં સાભળ્યું છે. તેઓનો પ્રેમ અને એક બીજાની ચાહના પણ પરસ્પરસ સારી દેખાય છે. વળી મી૰ વસંતના પીતાશ્રી પણ આપણા ઘર લાયકજ સગા છે તો પછી આપણી ગુલાબ મી૰ વસંતને આપીએ અને તેઓ બન્નેને લગનની ગાંઠથી જોડી દઇએ એટલે આપણે માથે આવેલા આ એક કામમાંથી આપણે છુટા થઇશું.

છેવટમા આ વીચાર નક્કી થયો. રતનલાલ શેઠને ત્યા કહેણ જતા તેનો સ્વીકાર કરવામાં આવ્યો અને વિવાહ પણ નક્કી થયો. શુભ મુહુર્ત લેવાયું અને તે બાબતની મી૰ વીલાપરાયે પોતાના સગા વહાલાને બધે ખબર આપી દીધી.

# પ્રકરણ ૯ મું.

## લગ્ન.

( શેક્સપીઅર. )



લગ્ન ધીરે ધીરે પાસે આવ્યું. રતનલાલને ત્યા બધું કામ કાજ રંભાને માથે પડયું. શેઠનું ઘર એટલે પોતાની ગુ-જાસ પ્રમાણે સારો ન્યાતવરો કરવો પડે. સગાં વહાલાઓ આઠ દીવસ પહેલા આવી પહોંચ્યાં.

હાથે કરી પોતાના પગમા કુહાડો મારનાર મુગો બેસી રહે છે, ખાલમા તમાચો મારી મો લાલ રાખે છે. પણ અંદર ખાનેથી જોતા સંસાર સુખી નથી હોતો તે લાંબી દ્રષ્ટિથી જણાઈ આવે છે. કેટલાક તો લગ્નની ગાંઠ તે દોરીની ગાઠ સમજીને તોડવા તૈયાર થાય છે. જ્યા લગ્નની પવિત્ર ગાંઠ તોડતાં વાંધો નહીં ગણાતો હોય ત્યાં પરિક્ષા કરવામા ચોક્સ ન રહેવાય એ સ્વાભાવિકજ છે. બનતી ન આવી તો છુટા છેડા ! વરઘોડો કોર્ટે ચડે છે, તથા ફજેતી થાય છે, અનેક જાતના તેમાં જુઠાં સાચા કરવા પડે છે. માત પિતાની સલાહ લેવાનું એમણે પણ રાખ્યું છે; તે એટલાજ વારતે કે જુવાન જોડું જુવાનીના તોરમાં ગમે તેમ પગલું ન ભરે. પણ આ સલાહ ઉપર ટપકાની થઇ પડી છે. તેઓ ના પાડી શકતા નથી યા પાડતાં નથી. ના પાડે છે તો જુદોજ રસ્તો લેવાય છે, એક ઉત્તર તો બીજો દક્ષિણ જાય એવાં 'એલીઝાબેથ' અને 'ડારસી' ના

લગ્નની બાબતમાં માતા પૈસો દેખી કંઇ બોલતી નથી. પિતા ' તું ધારે છે કે એની જોડે તું સુખી થશે ' એટલું પુછી, જવાબ જાણી. વધારે ખટપટમાં ઉતરતો નથી. આપણે સુધારો કરવાનો છે. તે એટલોજ કે બહુ ન્હાનપણમાં વિવાહ કરવો નહીં કે જેથી પરિક્ષા કરવાનું સાધન રહે. બને વચ્ચે આઠ નવ વર્ષનો ફેર રાખવો. કુળ, ઉમર અને વિદ્યા એ બધા બરાબર ધ્યાનમાં લીધા હોયતો દુઃખી થવાનો સંભવ ઓછો રહે છે. પૈસાજ દેખી ગમે તેમ ચોકઠું બેસારી દઈ આપે દીકરીઆને કુવામાં નાખવી નહીં. પાત્ર સારૂં હોય છે. તો પસ્તાવાનું કદીજ થાય છે. કન્યા વિવાહ થતાજ વગેલી થાય છે. મ્હોટાની મર્યાદા પાળતું જોડું પારકું પોતાનું કરતા શીખે છે. મન પર દાબ રાખતા જાણે છે. તેમણી લજ્જામાં પ્રેમ સમાયલો છે. ધીરે ધીરે તે વધે છે અને છેવટે સુખી થાય છે. ઘણો ભાગતો લગ્નથી સુખી થાય છે. આમા ભુલ એ જણ તરફથી થવાનો સંભવ વધારે રહે છે. સાસુની યા પતિની કમ આવડત અથવા ભુલ થતાં તે ગળી જવી એ તો કોઇને ખબરજ નથી. કુમળા છોડપર વારંવાર માર માર કરીએ તો તે ઠેકાણે રહેવો મુશકેલ થઇ પડે. સમજાવી પટાવી કામ લેવાતું હોય તો હિંદુઓનો સંસાર સુખી નિવડ્યા વગર રહે નહીં. પીએર લાડમાં ઉછરેલી બાળકીને જ્યારે ચોપાસ રાક્ષસી દુનિયાનું દર્શન થાય ત્યારે તે પણ તેવોજ ગુણ ધારણ કરે સાસુ કદાચ વેર બુદ્ધિથી કામ લેતી હોય અને પતિને માતા આગળ આમન્યા રાખવી હોય તથા તેને કહેવું ન હોય તો પણ તેની સ્ત્રીને તો આશ્વાસન આપવુંજ જોઇએ. સાસુની જેમ બને તેમ મરજી ઉપાડવા અને તે અકળાય અને કસુર કાઢે તો પણ પોતે જાતે ન અકળાવા સુચવવું. પતિ જો સ્ત્રીનો પક્ષ લઇ માને કહેવા ગયો હોય

તોતો હરરોજ આદવારથળી વધુ જબરી હોય તો સૌને માથે છાબું થાપે. ગરીબ સ્વભાવની હોય તો વગર મોતે મરી જાય. સૌથી સરલ રસ્તો એજ કે ઘરમા કજીયાનું બી રોપાવા ન દેવું; અને બવદ થાય તો પુત્રે નોખા રહેવું.

" વાચનાર! તું વૃદ્ધ કે યુવાન હો, પુરૂષ હો કે સ્ત્રી હો, બ્રાહ્મણ હો કે વૈષ્ણુ હો, ક્ષત્રિ હો કે શુદ્ર હો, પારસી હો, કે મુસલમાન હો, દેશી હો કે પરદેશી હો, લગ્ન તો તેં ઘણાં જોયા હશે— જોશે તો તેની વિધીથી તને કંટાળો આપવો એ ઠીક નહિ

રત્નલાલ શેઠે પોતાની શક્તિ પ્રમાણે ન્યાતવરો કર્યો અને ગામમાં બધે વાહવાહ કહેવરાવી.

નિર્વિઘ્ને લગ્ન ક્રિયાની સમાપ્તી થતા વિવાહ પ્રસંગે એકઠા મળેલા સ્ત્રી મંડળે આનંદ પૂર્વક ગાયું. કે:—

અમે હંડરીયા ગઢ જીત્યારે આનંદ ભયાં.
અમે વસંતબાઇ પરણાવી રૂડયારે આનંદ ભયાં.



## પ્રકરણ ૧૦ મું.

### વિદાયગિરિ.

શાણી તુજને શીખામણ શી આપવી,
જાણે છે તું યોગ્યા ગોગ્ય વિચાર જો.
જેવો સમય જુએ ત્યા તેવુ ચાલજે;
સો શબ્દોનો એક કહ્યો આ સારજો.

( શ્રી ભામિની ભૂષણ )



મંગળ પ્રસંગ નિર્વિઘ્ને પુરો થયો. હિંદુ સંસારમા આવા પ્રસંગો છેવટે સહેજ ચડભડાટ વિના પસાર થતા ભાગ્યેજ જોવામા આવે છે. કાતો પહેરામણીમા, કાતો કન્યાદાનમા, કાંતો વસ્ત્ર પક્ષામાં કે છેવટે ગીત ગાતા સ્ત્રી વર્ગ તરફથી બોલાતા માર્મિક મહેણા રૂપ ટુચકાથી પણ બન્ને પક્ષને બોલા ચાલી તો થાય છેજ. કેટલેક ઠેકાણે તો આ ભયંકર બોલાચાલીનું એવું પરિણામ આવે છે કે, તેથી તો તે પ્રસંગે થયેલો કજીયો ત્યાર પછી પણ ઘણાં વર્ષ સુધી પહોચે છે અને તેના ભોગ રૂપ તે નવલ વર વહુને પણ થવું છે. અહીં તેમાનું કંઇ પણ થવા પામ્યું નહોતું; બન્ને પક્ષ તરફથી તેવો કોઇ પણ તરેહનો અસંતોષ મળે તેવું કારણ પેદા ન થાય તેવી ખાસ કાળજી રાખવામા આવી હતી. આનંદ આનંદજ બન્ને કુટુંબમા ફેલાઇ રહ્યો હતો.

આજે જાનને વિદાયગીરી આપવાની હતી. વળાવવાના વખતને થોડીવાર હતી. સર્વ તેની તૈયારી કરવાની વ્યવસ્થામાં રોકાયલાં હતાં તે વખતે કંઇક એકાન્ત મળવાથી કાન્તાબાઇએ ગુલાબને બોલાવી. નવોઢા બનેલી ગુલાબે પ્રીતિ પુર્વક પોતાની વૃદ્ધ માતાને નમન કર્યું અને તે તેમની પાસે બેઠી; કાન્તાબાઇએ તેના માથા પર હાથ ફેરવી. તેનો જય ઇચ્છત. ધીમા ધીમા પણ ગંભીર સાદે તેને કંઇ શીખ મણ રૂપે બે બોલ કહેવ વીચારી નીચે પ્રમાણે કહેવા માડ્યું:—

બહેન! આજે તને સાસરે વળાવવાની છે. આજ સુધી તારે એક બાલીકા તરીકે અહીં જે રીતે વર્તન કરવાનુ હતું, તે તારો વખત આજથી બદલાયો છે આજથી હવે તું સ્ત્રી સંજ્ઞાને પાત્ર થઇ છે. આજથી તારે તારી જુદી ફરજો બજાવવાની છે.

હે પુત્રિ! આજ સુધીમા તેં જે શિક્ષણ લીધું છે તે તારા શિક્ષણમાં, તારે સાસરામા કેવી રીતે વર્તવું વગેરે સર્વ આવી ગયું છે. આ સંબંધી જુદે જુદે પ્રસંગે, તને કહેવા યોગ્ય સર્વ કહ્યું હોવા છતા, જો કોઇ વસ્તુ તને કહેવા જેવી રહી ગઇ હોય તો તેમા સારા સારનો વિચાર કરી સાર ગ્રહણ કરવા વાળી તારી બુદ્ધિએ તે બધું તું તારી મેળેજ વિચારી વર્તજે. તને હવે અત્યારે સવિશેષ કહેવાનું કે શીખવવાનું નથી રહ્યું, તો પણ હું મારો ધર્મ સમજીને જે કાંઇ કહું છું, તેનુ મનન કર્યા કરજે અને કદી વિસરીશ નહીં આ પ્રમાણે કહી તેને કાન્તાએ સુનીતિમય શિક્ષા સંભળાવી:—

**ગરબી.**

સાસરીયે જાતા બહેન ! શિખામણ સારી.
આપું હું તુજને આજ, પ્રિય ભગિની મારી,
છું હુંય સુતા ! ડાહી વળી શાણી ભારી,
સમજુ છે, પણ કહું ધર્મ મારો હું ધારી—ટેક.

ઝટ સાથ જઇ સાસુજીને પ્રથમ લાગજે પાયરે,
પછી નણંદી, જેઠાણીને જેથી તે રીઝાય, શીખામણ
નાની નણંદી દેરાણીના પૂછી કુશળ ક્ષેમરે,
વડિલ શ્વસુરને નમન તું કરજે, રાખી હૃદયે પ્રેમ, શિખામણ
મર્યાદાથી, મૃદુ વાણીથી, ધીમે સાદે બોલીયેરે,
છાની વર્તા કરે કોઈ તો; તે શ્રવણ ન કરીયે કદીએ, શિખામણ
વડિલાના વિણ પડોશ ઘર, કે અન્ય ઘરે નવ જઇએરે,
ઘરનું કાર્ય કરીને પ્રીતે, સહુને વ્હાલા થઇએ. શિખામણ.
વડિલ વર્ગની સાથે વારતા, કરીએ ડરીએ ફરીએરે,
પુરૂષ બીજાની સાથે કો હીન શબ્દોચ્ચાર ન કરીએ, શિખામણ
ઘરની વાતો બહાર ન કરીએ, મનકુ રાખી મ્હોટુંરે,
સાચું જુઠું કોઈની ન કરતી, હોય ખરૂં કે ખોટું. શિખામણ
દોષ આપણો કાઢે કો તો, ક્રોધી જરી ન થઈએરે,
શિક્ષા દઈએ ન્હાનાને, મ્હોટાની શિક્ષા લઇએ. શિખામણ.
આભૂષણ કે અન્ય દ્રવ્યથી, પંડ ન નાખતી બાળીરે—
સંતાપીશ ના, રહી સંતોષે, સ્થિતિ પોતાની પ્રિય સંભાળી શિખામણ
હૃદય ધારીને મનન તું કરજે, આ શિખામણ ખાસરે,
રમતા હસતાં, કદિ પણ કોનું, કરીશ ના તું હાસ્ય, શિખામણ
( અલક કિશોરી. )

કાન્તાઆ હજી તો પુરૂં બોલી પણ નહોતાં રહ્યા એટલામા જાન વિદાયગિરીનો સમય થવા આવેલો હોવાથી એક પછી એક સર્વ સગાં ભરાવા માડયા. વાત બંધ રહી. થોડીવાર પછી ગુલાબને વળાવી તેણે નવિ દુનિયામાં પ્રવેશ કર્યો.

# પ્રકરણ ૧૧ મું.

## કુદરતનો કેર.



મરકીનો ત્રાસ હિંદના દરેક ભાગમાં વર્તી રહ્યો હતો. અલ્હાબાદની ગીચ વસ્તીને ખાસ કરી ઘણું દુઃખ વેઠવું પડતું હતું. એક પછી એક દરેક કોમની લાસો જતી જોવામાં આવતી હતી, હૃદયને ચીરી નાખતી હતી. ટુંક સમયમાં કંઈ કુટુંબો તેનો ભોગ થઇ પડયાં હતા, કેટલાકનું નામ નિશાન જતું રહ્યું હતું. સરકાર પણ તે દુષ્ટ રોગ અટકાવવા અનેક ઉપાયો કરતી હતી. પ્રથમના વર્ષોમાં તો અજબ પ્રયાસ ચાલી રહ્યો. કોઈ ઘર ખાલી કરાવે, કોઇ જગ્યાએ ચુનો ધોળાવે, કોઇ ઘર ધોવડાવી નાખે, કોઇ ઠેકાણે ' ક્વોરેન્ટાઇન ' નાખે યા રસી મુકાવવાનો કાયદો કહાડે લોકો કેળવણીમાં કેટલા પછાત છે અને અન્ય કર્તાને તે પર લક્ષ આપવાનુ હજુ કેટલું બાકી છે તે આ વખતે ખુલું જણાઇ આવતું. લોકો એક તો મરકીના ત્રાસથી પીડાતા હતા તેમાં આ સ્વચ્છતાના ઉપાયો તેમને વધારે ત્રાસદાયક લાગ્યા. આવા લોકો સાથે ફોસલાવી, સમજાવી કામ લેવાનું હતું. અમલદારોનો ઘણો જુજ ભાગ આ વિષય જાણતો હતો અને તે પ્રમાણે કરતો હતો આવા વખતમાં જીંદગીની એક પળની પણ સલામતી નહોતી છતા કેટલાક હલકા માણસોએ આ કાયદાયદાનો લાભ લેવા હિંમત કરી અમલદારોની સખ્તાઈ આગળ કરી, કોઇને સતાવી, અભણ લોકોને દુઃખ દઇ પોતાનાં ખીસા તર કીધા. પાચ પૈસા મળ્યા નહીં તો ન જોયા નવા અને સ્વચ્છ રેશમી

તાકાઓ. ન કીધી કીનખાબની યા રેશમી સાડીયોની દરકાર સમજુ અને કેળવાયલા લોકોથી છેવટે આ ત્રાસ ખમાયો નહીં સરકાર પણ છેવટે સમજી ગઈ, કુદરત આગળ હારી ગઇ, 'ક્વેરેન્ટાઇન' વગેરેના કબજાઓ ઉઠાડી નંખાયા અને રોગ જાણે અડધો અડધ ઓછો થયો હોય એવી લોકોને ટાઢક વળી.

સરકાર જ્યા ટંડી પડી જાય ત્યા સાત્વિક પ્રકૃતિની હિંદની વસ્તી શાંત પડે એમા શી નવાઇ? સરકારે જ્યારે કુદરત સામે લડવાના ઉપાય બંધ કર્યા ત્યારે હિંદની પ્રજા તો વધારે બેદરકાર બની, મુંબઇ અને સ્વચ્છ જગ્યાઓમા પણ મરકી દેખાવ દેવા લાગી એટલે તો લોકોનો મ્હોટો ભાગ પોતાનો વાસ આવે એવી મરકીવાળી જગ્યા માથી પ્રસંગ આવે બદલતો નહિં. ગત સંજોગો જોતા રીઢો બનતો જતો. પ્રભુ પર ભરોસો રાખી જ્યાનો ત્યાજ પડી રહેતો.

મરકીએ આ પ્રમાણે દસેક વર્ષ થયા હિંદમા વાસ કર્યો હતો. તેના કોઇક ભાગમા અવારનવાર, તે રોગ ફાટી નીકળતો હતો. આ પ્રમાણે અલ્હાબાદમા પણ તે રોગ એક વખત ફાટી નીકળ્યો અને તેણે આપણા રતનલાલ શેઠને પોતાના સપાટામા લીધા ડાકટરોના ઉપચારો નકામા ગયા અને સ્નેહીઓની પ્રાર્થના નિષ્ફળ થઇ. આ વખત તેની છેલ્લી ઘડીનો હતો. બધા તેના ખાટલા પાસે ભેળાં થયાં હતા. મી. વસંત પણ પોતાના બાપના છેલ્લા હુકમો ઉઠાવવાને હાજર રહેલો હતો. રતનલાલ શેઠના મ્હોમાથી છેલ્લી ઘડીના શબ્દો નીકળવા શરૂ થયા. વસંત...રંભા... પ્રભુ એમ તુટક તુટક શબ્દો અડધા પડધા સંભળાયા ન સંભળાયા અને છેલ્લો શ્વાસ નીકળતા વ...સં...ત...રા...મ બોલતાં બોલતા એક જરાક આંચકો આવી આ

પવિત્ર જીંદગીનો એકાએક અંત આવ્યો. અને રતનલાલ શેઠના આત્મા આ ફાની દુન્યાનો ત્યાગ કરી સ્વર્ગમા સુખ લેવાને માટે ચાલતો થયો.

ચાર દિવસની કુંક માદગી ભોગવી આ સંસાર છોડીને સ્વર્ગનુ સુખ ભોગવવા રતનલાલ ગયા. વસંતની દુઃખનો પાર રહ્યો નહિં. મોહલ્લામા કકળાટ થઇ ગયો. સગાઓ વિંટળાઇ વળ્યાં અને વસંત તથા રંભાને શાત કરવા લાગ્યા, હવે બધી આફતો વસંતુ ઉપર આવી. તેણે મનમાં ધારેલા બધા મોજશોખ એક બાજુ ઉપર રહી ગયા અને સંસારના વ્યહવારમાં પડવાની ફરજ પડી, વૃદ્ધ ડોસી શેઠાણીના દુઃખનો પાર પણ રહયો નહીં. તેણીને હવે એક વિધવા તરીકેની જીંદગી ગાળવાનો વખત આવી લાગ્યો. અને તેણી દુઃખમા દિવસો ગાળવા લાગી.



# પ્રકરણ ૧૨ મું.

" કોઇ દીન મહેલા માળીયા, કોઇ દીન છોપર ખાટ,
કોઇ દીન એવો આવશે, ભુખ્યાં નહીં મળે ભાત. "



દુનિયાનો રંગ બદલાયો. કુદરતના નિયમ પ્રમાણે સુખ પછી દુઃખ સહાને માટે એક માણુસને સહન કરવુંજ પડે છે. પરંતુ સુખના વખતમાં ફુલાઇ ન જવું અને દુઃખના સમયમાં હિમત હારી નજવી એજ સાજુ માણુસનું કામ છે. મી. વંસતના પિતાને ગુજરી ગયા આજે છ માસ થવા આવ્યા છે. પોતે અત્યારે રહેલા કરતા ઘણીજ નિરાળી સ્થીતિમાં માલુમ પડે છે. પોતાને માટે કયો ધંધો પંસદ કરવો તેના વિચારમાં આજે આમ તેમ ફાફા મારતો જણાય છે. છેવટમા મી. વસંતે પોતાનો વીચાર મુંબઇ જઇ કમાવાનો રાખ્યો અને તે પ્રમાણે જવાની પોતાની મા પાસે રજા લેવાને માટે ગયો. "મા, વેપારીઓના હિસાબ ચુકતે કર્યા છે; હવે કોઇનુ કંઇ રહ્યું નથી તો હું મુંબઇ જવા ધારૂં છું."

" ભાઇ, એટલી બધી ઉતાવળ શી છે? જરા આરામ તો લે; મુંબઇના હવા પાણી તને ઠીક પડયાં કે ન પડયા! એકાદ મહિનો ચીમાસો લઇને સુખેથી જજે. "

" એટલો બધો વખત તો કહાડવો મને બહુ ભારે પડશે. બે ત્રણ દિવસમાં જવું ધારતો હતો તેને બદલે દસ દિવસ પછી જઇશ મ્હારૂં મન અહીંથી ઉઠયું છે એટલે મને ચેન નહિ પડે. વળી અવસર ચુકયા મેવલા. "

" ઠીક એમ કરજે, તું ત્યાં જઇ શું કરવા ધારે છે?"

" હાલતો કંઇ નક્કી કર્યુ નથી. ત્યાં સુઝી આવશે તે ખરૂં."

" આવું સાહસ કરવાનું શું પ્રયોજન ? ત્હારા મિત્રના પિતાની અહીં બહુ સારી વગ છે તો તેને કહી અહીં રાજ્યમાં ગોઠવણ થાય તો કેમ ? તું ચતુર છે અને ત્હારૂં નસીબ સારૂ હશે તો ઝટ ચઢી જશે. "

" ના મને રાજ્યની નોકરી પસંદ નથી. ચઢતાએ વાર નહીં તેમ પડતાએ વાર નહીં. જીવ આખો દહાડો તાળવે. મ્હોટા હોદ્દેદાર થયા તો તો ભોગજ. ખુશામતીઆના દર્શન હરરોજ સવારના પ્હોરમ કરવાના. આપણે મોઢે આપણું સારૂં બોલે અને બીજાનું ભુંડું. બીજાને ત્યા જાય તો એથી ઉલટુજ ભાષણ ચાલે. આપણને રાજાની વરધી ક્યારે આવશે તેનુ પણ ઠેકાણું નહિં. ન જોય રાત ન જોય દહાડો. નહિ જેવી બાબતમા આપણને બોલાવે.

સાધારણ નોકરી ઉપર હોઇએ તો ઉપરી ગમે તેવો હોય, ફારે ફાંને મનું કરતો હોય પણ તેવાની આપણે ખુશામત કરવી. ન કરીએ તો આપણા પર કરડી નજરે જુએ પાચ પૈસા એમને વધારે મળ્યા એટલે જાણે આપણે તેમને પૂજવા. કામ કરતા આપણો ડુચો નીકળી જાય અને માન બધુ એમને મળે. રાજ્યની નોકરીમા શાહ હોય તો તે તાગડધિન્ના કરે અને ગરીબ હોય તો તેનો વૈતરૂં કરતા વાસો ખોતરો થાય અને તે છતા બક્ષિસમા અપજશ.

રંભા શેઠાણી તો આ મ્હોટું ભાષણ સાભળી પુતળુંજ થઇ ગયા તેણે કહ્યુ એ એના ધ્યાનમા ઉતર્યું અને તેથી મુંબઇ જવામાંજ પુત્રનો સ્વાર્થ કંઇ સધાય એમ છે એમ ધારી વધારે બોલ્યા નહિ.

" ઠીક ત્યારે મુબઇ જજે. ઉતરવા બાબત શો વિચાર કર્યો ?"

" મ્હારો મિત્ર મને મુંબઇમા કોઇના પર ચીઠ્ઠી આપવાનો છે તેને ત્યા થોડા દિવસ નિભાવીશ. પહેલાં તો રહેવાની જગ્યા શોધી કહાડીશ. પછી નોકરીની શોધમાં રહીશ. જમવાનું પણ ધેરજ રાખીશ કારણ મને વીશીમા ફાવશે નહિ.

## પ્રકરણ ૧૩ મું.

### પ્રેમી જોડાની વાતચીત.

રૂંધ્યા છે મુજ કંઠ ગદગદિત થૈ અશ્રુ પ્રવાહે કરી.
ચિંતાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી;
એવો શોક અરણ્યવસિ અમને થાયે ખરા સ્નેહથી,
તો શી વાત કરૂં ગૃહસ્થ જનની સંસાર ફેરી જુઠી.
( ઝવેરીલાલ. )



વસંત મેડા ઉપર ગયો અને રંભા સાંજ પડવાથી કોઇ સગામાં માંદુ હતું તેને જોવા ગઇ. જતે જતે વસંતને બારણું જોવાની કહેતી ગઇ. તેને ગયાને પાંચ મિનિટ ભાગ્યેજ થઇ હશે અને બારણું પાછું ઉઘડ્યું. "એ કોણ?" જવાબ મળ્યો પણ પણ તે ઘણો ધીમેથી અપાયો એટલે ઉપર સંભળાયું નહીં. 'હશે. જે હશે તે ઉપર આવશે' એમ વિચાર કરી પોતાના હાથમાં પુસ્તક હતું તે વાંચવામા મી.• વસંત રોકાયો. આવનાર માણસે ઘરના નીચલા ભાગમાં બધે ફરી કોઇ ન હોવાથી ઉપર કુચ કરી, વસંતના મેડીનું બારણું અડધું ઉઘાડું હતું, ત્યાં ધીરે ધીરે પગલે આવ્યુ. વસંત એક નો વાંચવામાં તલ્લીન હતો બારણા તરફ તેની પીઠ હતી એટલે આવનારને જોઇ શક્યો નહિ, આવનાર અંદર જતા ખંચાતું

હતું. 'જાઉં ! કદાચ રીશે ભરાશે તો ? ના, ના, છે તો આનદી એમ મારા મનમા લાગે છે ખરૂં. આવા વિચારો ગુલાબના મનમા આવવા લાગ્યા. વાંચનાર ! આ વખતે ગુલાબ પોતાના બાપના ઘેર-થી કાંઇક કામ હોવાથી અહીં પોતાની સાસુને મળવા આવી હતી. એટલામા હજુ કોઇ આવ્યુ નહિ તેથી વસંત સફાળોજ ઉભો થયો. કાઇ ચોર બોર ભરાયો કે શું એમ બોલતાં ચોપડી ટેબલપર મુકી દીધી. ગુલાબ મનમા બોલી 'ચોરતો ખરીજ તો પણ તમે ગણોતો. વસતે પીઠ ફેરવી બારણા તરફ જોયુ તો કોઇ સંતાઇ ગયું હોય એમ એને લાગ્યું. "નાની બહેન, ત્હારા આ અટકચાળા મુક" એમ કહી બહાર આવ્યો આવ્યો અને ચમક્યો. બન્નેના હૃદય ધડકવા માંડ્યા. શબ્દો જીભપર હતા પણ બેમાથી કોઇ બોલી શક્યુ નહી, કોણ હારે છે તે જોવાનું હતું. ગુલાબ તો ઉંચું જોઈ શકતીજ નહોતી; હિમ્મત હારી ગઈ હતી. સાસુજી નહોતા તો ઉપર શું કરવા આવી એમ વિચારવા લાગી. મનમા એમ થયા કરતું હતું કે કયારે જરા આડું જુએ અને પોબાર ગણી જાઉં. વસંતની દૃષ્ટિ તો ગુલાબ તરફજ હતી તે તેના રૂપનુંજ અવલોકન કરતો હતો. "અહા ! આતો કોઇ દેવીજ છે. જેવું રૂપ છે તેવા ગુણ હશે તો મ્હારા સુખમા બાકી નહીં રહે." લજ્જીત દયામણા મો વાળી તથા ગભરાયલી ગુલાબનું રૂપ કંઇ અલૌકિકજ અત્યારે લાગતુ હતું, તેની ગંભીર અને નીચી નજરને લીધે તે સાક્ષાત્ત સરસ્વતી જેવીજ દેખાતી હતી. હાથમા વીણાની ખોટ છે. એમ ધારી વસંત હાથ આપવા જતો હતો લજામણીને સ્પર્શ થતાંજ તેનાં વસ્ત્ર પલ્લવ સંકોચાયા શરીર પર જુદીજ અસર થઇ. હારીને બોલી "સાસુજી કયાં ગયાં છે ?"

"......માંદા છે તેમને જોવા."

"ત્યારે તો હું જઇશ."

"કેમ, ખાસ ઉતાવળ છે ?"

"ના ના, રાત પડી જાય તો એકલા જવાય નહીં."

"હું મુકવા આવીશ." વસંતે મશ્કરીમા કહ્યું. "શા વાસ્તે આવવાનું થયું ?"

"સાસુજીએ બોલાવી હતી."

"ત્યારે બેસ. કદાચ કામ પણ હોય હોય. બાવે મળીને જજે.

ગુલાબે નીચે જવા વીચાર કર્યો પણ પગ ઉપડતો નહોતો.મન માનતું નહોતું. વસંત તેનો વિચાર કળી ગયો.

"હજી બાને આવતા વાર છે તો મેડીમા ચાલ." ગુલાબને તો ભાવતું હતું અને વૈદે કહ્યું. જો કે કદાચ સાસુજી આવશે એમ મનમાં ધાસ્કો હતો એટલે બ્હીતી મેડીમાં દાખલ થઇ. વસંતે તેને પોતાની સામેની ખુરસી પર બેસાડી, હિમ્મ્ત આણી ગુલાબ બોલી;

"મુબઇ કયારે જવા ધારો છો ?"

"તને કોણે કહ્યું ?"

"બ્હેને. અહીં રહેશો તો પણ હું તમારા કામમા વિક્ષેપ નહિ નાખું."

"હું કંઇ ત્હારાથી દુર થવા માંગતો નથી,"

"ત્યારે આટલી બધી ઉતાવળ કેમ કરો છો ?"

"વખત નકામો ગુમાવવામાં શો ફાયદો !"

"કયારે જશો તથા મને તેડાવવા કયારે વિચાર છે ?"

" આવતા સોમવાર પછીના સોમવારે જઇશ. બરાબર ઠેકાણું પડ્યું નહિં હોય ત્યા સુધી તને બોલાવવા વિચાર નથી. ઠેકાણું પડયે તને મોકલવી બાના હાથમાં છે. "

વાતમા બંને પક્ષને ઘણોજ આનંદ આવતો હતો, વખત જણાતો નહોતો. સુર્ય ધીમે ધીમે આથમી જવાની તૈયારીમા હતો. પણ તેનું તેમને ભાન નહોતું. અચાનક વસંતની દ્રષ્ટિ ઘડીઆળ પર પડી. તેણે શહુનું કામ કીધું. વસંતનું તેજ ઝાખું થયું અને તે ચમકીને બોલ્યો,

"બાને આવવાનો વખત થયો."

"હું નીચે બેસું છું."

"હવે કયારે મળીશ ?"

"તે તો શી રીતે કહી શકું ?"

"મુંબઇ જાઉ તે પહેલા કંઇ બહાને મળી જવાય તો સારૂં"

"ઠીક થયું તમે બોલ્યા તો, હુ કહેવાનુ વીસરી ગઇ. મારી કાકી કહેતી હતી કે એને એક પોટલું મોકલવાનું છે તે લઇ જશો?"

"ચાલો, મે તો હજી સામાન તૈયાર કર્યો નથી તે પહેલાં લોકોએ મ્હારે વાસ્ત તૈયારી કરવા માંડી. તું લાવશે તો લઇ જઇશ. પછી નાનું હશે કે મોટું. બાકી લોકોને તો આપણી આપદાનુ ભાન હોતું નથી. ન્હાનુ કહી મણ એકનું પધરાવતાં વીચાર નથી કરતા. આગળી આપી કે પહોચો પકડવાના તારી કાકી એવી નથી એટલું સારૂં છે."

"ઠીક ત્યારે બનતા લગણુ હું એ બ્હાને આવીશ તો ખરી; પણ નહીંતર પત્ર તો લખશો કેની ?"

"ત્હારા માબાપને નહીં ગમે."

"બહેનને લખો તેમાં બે લીટી લખજો."

વસંત તેની કળા કળી ગયો, દિવાનો થઇ ગયો અને ગુલાબને ગળે બાઝી બોલ્યો "આવી રીતે ચોરી કરતા શિખવે તેને આ શિક્ષા એમ કહી......

'બ્હાનું કાઢી મળવા આવવા શિખવનાર ચોર કે હુ?'

"બારણા પાછળ ભરાઇ રહેતે. વિનોદમાં ઉતરવાનો વખત નહવે ઝડપ કર."

"હૃદયચંદ્ર, મને જેમ બને તેમ વહેલી તેડાવી લેજો હો."

"પ્રિય, મ્હારા હાથમા વાત હોત તો તને આજેજ લઇ જતે નસીબ આધિન છે એટલે હુ શું કરૂં?"

ગુલાબનું માથું ધીમે ધીમે વધારે ફરવા માંડ્યું, વસંતે તે જોયુ અને કહ્યું, "જરા ડાહી થા, મન સ્વસ્થ કર. હું જેમ બને તેમ તને વ્હેલો તેડાવીશ. દુઃખી થતી ના, ઇશ્વર પર આસ્થા રાખ તે બહુજ સારૂંજ કરશે."

"પ્રાણ ! મને આ અનુભવ પ્હેલી વાર મળ્યો. મને અત્યારે કંઇંજ સુજતું નથી, અડબડીયા આવે છે. હું ઘેર શી રીતે જઇશ ? મને તમારા વગર કેમ ગમશે ?" બોલતા બોલતા ગળગળી થઇ ગઇ રોઇ પડી, અને પતિને વળગી પડી. 'જા' શબ્દ તો મોએ આવ્યોજ નહીં. ગોકળ ગાય ચાલતી હોય તેમ ગુલાબે ચાલવા માંડ્યું મેડીનું બારણું ઓળંગતાં એક પ્રેમ ભરી નજર પોતાના પ્રાણ તરફ ફેંકી ત્યાથી ચાલી ગઇ.



## પ્રકરણ ૧૪ મું.

### અલબેલી નગરી.

" ક્યમ થશે તને ! શું થશે મને ?
સમજ ના પડે ! દિલ આ બળે ! "

( કલાપી. )



સવારમા વસંતની જવાની તૈયારી થવા માંડી. તેની નાની બ્હેનને ભાઇના વિયોગનું દુઃખ થતું હતું. તે તેને મળવાનું વખત કહાડવાનું, ગમ્મત કરવાનું સ્થાન હતું. વસંત જોડે તેને બહુ ફાવી ગયું હતું એટલે તેને છુટા પડતા રડવું આવી ગયું. રંભાને પગે લાગી, તેની આશિષ લઈ વસંત ઘેરથી નીકળ્યો; મુંબાઈ આવી પહોચ્યો. અહીં તેનુ આગમન બીજી વારનું હતું છતા તે પહેલી વાર જેવુંજ હતું. તે કોઇ પણ રસ્તાથી માહિતગાર હતો નહિ. હેલકરીને માથે સામાન મુકી પુછતો પુછતો તે રસ્તામા ચાલતો હતો. કેટલાક તીસમારખાં તો પાધરો જવાબ પણ દેતા નહીં. પોતે અજાણ છે એમ કહેવું જાણે તેમને હલકું લાગતું હોય તેમ બોલ્યા ચાલ્યા વગર તેઓ ચાલવા માંડતા. ટપાલ ખાતાના માણસને પુછતા અંતે તે રસ્તે પડયો અને મહા મહેનતે માળો શોધી કહાડયો. જેને ત્યાં તે ઉતરવાનો હતો તેને જરા ખબર હોવાથી માળામા તેને બધા પીછાનતા હતા, બાકી મુંબઇના માળામાં રહેનાર તેના સાખ પાડોશીનુંજ નામ ઠામ જાણે તો તેનું મ્હોટું નસીબ. શેઠે તેને આવકાર

દીધો તથા વસંતે તેના મિત્ર તરફથી મળેલી ચીઠ્ઠી આપી. દરેક બાબતની સગવડ કરવા શેઠે તેના માણસને કહી દીધું. શેઠ ગરીબા-ઇમાથી મોટા થયેલા અને સ્વભાવે શાણા અને ખંતીલા હોવાથી ગરીબની દાઝ ધરતા. તેમજ તેમના ઘરમા રહેનાર પરોણાનો સત્કાર બરાબર થાય છે કે નહિ તે બાબત પર પુરેપુરૂં ધ્યાન આપતા.

એકાદ દિવસનો આરામ લીધા પછી, પોતાને માટે પ્હેલા તો રહેવા વાસ્તે જગ્યા શોધી કહાડવી એમ વસંતે શેઠને કહ્યું. શેઠે તેને ઘેર રહેવાનો વિવેક કર્યો પણ વસંતે તેની કેટલીક અડચણો બતલાવી એટલે એક માણસને સાથે મોકલી બે ચાર માળામા ફરી સારી જગ્યા હોય તો શોધી કહાડવા કહ્યું. મુંબઇનો ખરો અનુભવ વસંતને આ જગ્યા શોધી કહાડવામા મળ્યો. ભઇયાથી તે બાહુત સુધી કોઇ પાધરૂં બોલેજ નહિ તેમની પાસેનીજ જગ્યા ખાલી હોય પણ વસંત જાણે ચીનમાથી આવ્યો હોય તેમ એ મુંબઇની જગ્યા ખાલી નથી એમ કહે. કેટલાક વળી જુદી સાચી અડચણો બતલાવે કેટલાક દાદર ચઢયો ઉતર્યો એટલે એક માળો જડયો. ત્યા ભયાજીએ પુછયું. " તુમ તુમેરી ઓરતકી સાથ આયે હો ? "

" ના, ભયાજી. "

" તબ તુમકુ ખોલી નહીં મીલેગા. શેઠકા હુકમ નહીં હે. " નસીબના સંજોગે શેઠ પણ આવી પહોચ્યા. શેઠનો પોતાનો માળો નહોતો પણ તેઓ ધણી થઇ બેઠા હતા કેમકે શેઠને પાછળ કંઇપણ હતું નહિ એટલે મુનિમજીના હાથમા બધો કારભાર હતો. ત્રસ્ટીઓને સમજાવવામાં મુનિમજી હુશિયાર હતા.

" કેમ ભાઇ શું કામ છે. ! " રૂઆબમથી પુછયું.

ભયાજીનાજ રોફ ઓછા નહોતા તો તેમા આતો શેઠના મુનીમ કર્તા હતો એટલે પછી પુછવુંજ શુ?

" મ્હારે રહેવાણી જગ્યા જોઇએ છે. "

" તમે એકલા છો કે ? "

" નાજી, હાલ એકલો છુ. "

" ત્યારે તમને ખોલી કેમ અપાય ?

" હુ સારો માણસ છું એમ ધારતા હો તો આપો જ સ્ત્રી સ્ત્રી વાળા બધાજ ડાહ્યા અને તે વગરના બધા નપાદ એ મ્હારા ધ્યાન મા તો નથી ઉતરતું. કોઇની સ્ત્રી આવી શકે એમ ન હોય અને તેને મુંબઇ આવવાનું થાય તેણે કયા રહેવું. ?

" એવા કેટલાક માળાઓ છે ત્યા રહેવાય. "

" ત્યા આબરૂદાર માણસો ન રહેતા હોય તો તેણે પણ તેના જેવાજ કહેવડાવવું ? મ્હારે વાસ્તે માળામા કોઇ વાકું ગોસે તો મને તરતજ ખાલી કરાવજો. "

આમ વાતો થતી હતી એટલામા નળ આગળ ભેગી થયેલી સ્ત્રી ઓ વચ્ચે વઢવાદ થઇ કોલાહલ જરા વધ્યો, મરદો પણ આવી પહોચ્યા. એક જણે ભયાજીને બોલાવ્યો તેણે જઇ દિવાળીને દિવસે જેની તરફથી વધારે મ્હોણી મળતી હશે તેની તરફેણમાં ઇનસાફ આપ્યો. માળામા રહેનાર બ્રાહ્મણ વાણીયા જેવી ભણેલી અને ઉચ્ચ જાતનો ઇનસાફ સાત આઠ રૂપરડીનો ભૈયો અને માળાનો રખે વાળ કરે એ અલબેલી નગરીનો ચમત્કાર ! વસંતે નીચે ઉભા ઉભા જોયો. ગુલાબ વાસ્તે તેને ઉંચો મત હતો છતા શેઠને તેણે કહ્યું, " મ્હારી સ્ત્રી નહિ આવે તો ભયાજીને એક મેનસાફ ઓછો ચુકવ

તો પડશે ” “ ઠીક કાલે આવજો વિચાર કરીને જવાબ દઇશ.”

વસંત મનમાં બોલ્યો. “ છે તો મોટા તત્વવેતા. ન્હાનેથી તે મોટી બધી બાબતમા બહુ વિચાર કરીનેજ કામ કરતા હશે. એના ગયા પછી મુનીમ શેઠે ભૈયાને તેને રાખવાની વરદી આપી દીધી હ-તી પણ એને આવો જવાબ અપ્યો ન હોત તો એમની મોટાઇ કેમ ગણાત ? બીજે દહાડે ભૈયાએ પહેલા મહીનાનુ ભાડું તથા પુ શરાખતી માગ્યાં. તથા માળામા રહેવા આવનારને પાળવાના નિયમો વાંચી સંભળાવ્યા વસંત તો આભોજ બની ગયો. એની પાસે રૂ-પીઆ હતાજ નહિ એટલે તે શી રીતે આપે ! વળી આ કાયદો બીજે ઠેકાણે તેણે સાંભળેલો નહોતો. નિયમોમા પણ બધી રીતે ઘર ધણીનો ઉપલો હાથ હતો. કાલે આવીશ એક કહી વસંત વિચાર મા ને વિચારમાં ઘેર આવ્યો. શેઠને વાતચીત પરથી માલુમ પડ્યું કે તેની પાસે જોઇતા રૂપીયા નહોતા. પોતે તેને ખાતે ઉધારી આપ્યા તથા પોતાના માણસ સાથે મોકલાવી યા જાતે જઇ રૂપીઆ તેજ દીવસે ભરવા કહ્યું. કારણ કે ભાડાના રૂપીયા ને દીવસે અપાય નહિ તો ભૈયો કદાચ બીજાને ઓરડી આપી દે. વસંતે શેઠના કહ્યા મુજબ કર્યું. બપોરે શેઠે તેનું કહ્યું, “ એક મેમણને ત્યા નોકરી છે; તમારે રહેવા વિચાર હોય તો મને કહેજો એટલે હુ તમને ચીઠ્ઠી આપીશ.” વસંતે પોતાની ખુશી બતલાવી એટલે શેઠે તેને ચીઠ્ઠી લખી આપી.



## પ્રકરણ ૧૫ મું.

### નોકરી.

" રહે ઉન્મત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે,
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દુર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદિ રહેજે.
રહી નીર્મોહી શાંતિથી, રહે એ સુખ મ્હોટું છે,
જગત બાજીગરીના તું, બધા છલબલ જવા દેજે;
પ્રભુના નામના પુષ્પો પરોવી કાવ્ય માળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામા પહેરાવી પ્રીતે દેજે."

( બાળાશંકર )



મુંબઈમા શેઠ તારમામદ હસમાઈલનું ના વેપારીઓની ટોચ પર હતું. ભીંડી બજારમા તેનના રોજગાર સફથી બહોળા પાયા પર ચાલતો હતો. તારમામદ શેઠ જન્મથીજ લીલી સુકી જોઇ આજે પચાસ વરસે આ સ્થિતિએ પહોંચેલા હોવાથી દુનીયાદારીની બાબતમા તો એક જમાનાના ખાધેલજ કહી શકાય. આજે સવારના અગીયાર વાગ્યાનો વખત હતો. દુકાનના બધા નોકર ચાકર પોતે પોતાને કામે આવી લાગ્યા હતા મુનિમો પણ પોત પોતના ચોપડાઓ ઉકેલી જમા ઉધાર કરવા લાગ્યા હતા. ઘરાકોની આવજાવ પણ સારી દેખાતી હતી. તેવામાં દુકાનના પગથીયાપર એક યુવાન આમ તેમ ફરતો હતો. તેનો પોશાક યુરોપીયન ફેશનનો હતો. હાથમા છત્રી રહી ગઇ હતી તથા પગમા પુનાલેધરના બુટ પહેર્યા હતા, તે ઉપર જવાની આશામાં હોય એવું તેની મુખ મુદ્રા પરથી જણાતું હત.

છેવટે તે ઉપર ગયો. શેઠ જાતે બહાર ગયા હતા, પણ એક પારસી મુનિમ ઉપરના બારણા આગળજ ખુરશી રાખી લખતો હતો તેણે પોતાના ચશ્મા સાફ કરી નાક પર ચઢાવી કહ્યું. " કાય, શેઠનું શું કામ છે ? ".

" મ્હારે જરા મળવું છે. "

" પછી આવજો. "

" શેઠ ઘરમાં નથી ? "

" ઘરમા હોત તો તને બેસવાનું ન કહેને ! "

" કયારે આવશે ? "

" કેટલું ભેજું પકવેચ્ય ! ; ; ચશ્મા જરા ઠીકઠાક કરી કહ્યું.

" ગરજ હોય તો તેવણ આવે ત્યારે આવજે; અમોને કહીને દર વખતે બહાર જતા નથી. "

દાદર ઉતરતા વંસતને વિચાર થયો કે જો કારકુન જેવાજ શેઠ હશે તો તો ભારી થઇ પડશે. નીચે આવ્યો અને શેઠ સામાજ મ ળ્યા. શેઠને સલામ કરી ચીઠ્ઠી આપી, તેણે વાચી અને ત્યા પડેલી પાટલી પર બેસવા કહી પોતે ખુરશી પર બેઠા. હું હમણાજ પાછો ફરવાનો હતો અને તે મેં ઉપર કહી દીધું હતું.

ખરી વાત છુપાવતા વસંતે કહ્યું " કદાચ આપને વધારે વખત લાગશે એમ ધારી મોડેથી આવવા વિચાર કર્યો. જે માણસને તેણે આજેજ પ્રથમ જોયેલો અને જેના ગુણ દોષની તેને ખબર નહોતી તેને વાસ્તે ખરાબ ટીકા કરવી તેને યોગ્ય ન લાગી.

શું અભ્યાસ કીધો છે વિગેરે સવાલો પુછી શેઠે તેને પહેલી તારીખે આવવના કહ્યું.

પગાર સંબંધમા વાત થઇ નહિ ને તેથી વસતે આ વાક્યનો અર્થ સમજ્યો નહિ. તે દિવસપર નોકરીએ હાજર રહેવાનું કે એને

નોકરીએ રાખવો કે કેમ તે ઠેરવવાનું રખાયું તે એ સમજી શક્યો નહિ. ત્રણ દિવસના અનુભવમા તે એટલું તો શીખ્યો કે મુંબાઇમા કોઇ પણ બોલીથી બંધાય નહિ. શેઠને નમ્રતાથી તેણે કહ્યું, " મને અહિં આવ્યાને ત્રણ દિવસ થયા છે. હુ અહીં નોકરીની શોધમા આવ્યો છઉ. આપના બોલવાનો અર્થ એવો હોય કે તે દિવસે મને નોકરીમા રાખવો કે કેમ તે બાબત વિચાર કરશો તો બીજે ઠેકાણે પ્રયાસ કાયમ રાખું અને જ્યા પહેલું નક્કી થાય ત્યા રોકાઇ જાઉં. અહીંની આશા રાખું અને આપ મને રાખો નહિ તો દસબાર દિવસ મ્હારા નકામા જાય, વળી મ્હારી આશા ભંગ થાય અને તેનુ દુખ કેટલું થતું હશે તે જેને નોકરી બાબત વિતિ હોય તે જાણે આપ અત્યારે ના કહેશો દુઃખ થવાનું બહુ કારણ નથી, જો કે આપ જેવા સુજ્ઞ શેઠને ત્યા રહેવા હુ વિશેષ રાજી છુ. પણ હું આશામાંને આશામા દસબાર દિવસ કહાડું અને પછી મને આપ ના કહો તો મ્હારા સોએ વ્હાણ ડુબી જાય." શેઠની સાથે થએલી વાતચિત પરથી વસંતને તેને વાસ્તે સારો અભિપ્રાય બંધાયો હતો ને ઘણાજ સભ્ય અને સાદા હતા. તેણે દાદર ઉતરતા કરેલું અનુમાન ખોટું ઠર્યું, કારણ ઘણી જગ્યાએ શેઠના કરતા તેમના કારકુન વધારે તુમાખીવાળા હોય છે ને એ અનુભવ વસંતને મળવો હજુ બાકી હતો.

" ખરૂ જોતા મેં પહેલી તારીખે તમારી બાબત વિચાર કરવાનું રાખ્યું હતું પણ તમે કાલેથીજ અહીં આવજો." શેઠ તેના નિખાલસ મનને લીધે ખુશ થઇ ગયા. તેને પ્રમાણિક માણુસનો ખટુ ખપ હતો તેથી તેને તરતજ રાખી લેવા દુરસ્ત ધાર્યુ. પગાર રૂપીઆ ચાળીસ આપવાનો હાલ તો નક્કી કર્યો, જો કે કામ જોઇ વધારવામા પોતે ઢીલ નહીં કરે એમ શેઠે તેને જણાવી દીધું.

વસંત હરખાતો ને મલકાતો ઘેર આવ્યો. વાત નિવેદન કરી શેઠનો આભાર માની તેને રહેવા આપેલી ઓરડીમા તે ગયો. વાસણ વિગેરે આવી પહોચ્યે ત્યા સુધી તે ત્યાંજ રહેવા ધારતો હતો. નોકરી એકદમ મળી ગઇ તેથી નસીબનો ઉપકાર માનવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### પ્રપંચ અને ખટપટ.

" દુનીઆ ઝુકતીહે, ઝુકાને વાલા ચાહીએ. "



મનુષ્ય ધારે; છે કંઈ અને થાય છે કાંઇ ! નિવૃતિ માર્ગને પસંદ કરનાર વંસત મુંબઈની પ્રવૃત્તિથી અજાણ્યો હતો. તે જાણતો નહોતો કે રજો ગુણ તથા તમો ગુણનું પ્રાધાન્ય મુંબઇમા રજવાડા કરતા કોઇ રીતે ઓછું નહોતું. સવારનું પહોર થયું કે પ્રવૃત્તિનું યંત્ર ચાલવા માંડતું તે રાત સુધી અટકતુંજ નહિ. કેટલીક જગ્યાએ તો રાતના અગિયાર બાર વાગતા સુધી નિવૃત્તિ બહુ થોડે અંશે હતી. રાતના બે ત્રણ વાગ્યા સુધી ગાડીઓની દોડાદોડ ચાલુજ રહેતી. સવારમા પાચ વાગ્યામા તે પાછી શરૂ થતી હતી. સાતેક વાગ્યા ન વાગ્યા કે દલાલોની સૌ સૌના બજારમાં ઠઠ ભેગી થતી ' ટેલીફોન ' ની ઘંટડીઓ ચાલવા માડતી. આફ્રિકા વગેરેના તાર શું આવ્યા તેની પુછ પરછ ચાલતી, મુસલમાનો તથા હિંદુઓમા દક્ષિણિ વર્ગ શીવાય ઘણો ખરો ભાગ નોકરીઆત કે બિન

નોકરીઆત આ સમાચાર જાણવા થોડે ઘણે અંશે આતુર રહેતો. કોઈ ચાંદીનો તો કોઇ અફીણનો; કોઈ રૂનો તો કોઇ કાગળોનો; કોઇ અળસીનો તો કોઈ વરસાદનો એમ અમુક જાતના સટ્ટામાં દર કોઇ ભાગ લેતું. નિવૃત્તિની ખાતર રજવાડાની નોકરીની અવગણના કરનાર વસંત આ પ્રમાણે તદ્દન પ્રવૃત્તિમય થયો હતો. તે જાતે કોઇ પણ જાતનો વેપાર કરતો નહોતો. કેમકે તે સંતોષી હતો; એની સાથે કામ કરનાર બીજા કારકુનો પોતાને માથે ધંધો કરવામાંથી છુટા નહતા, શેઠીયાઓને ત્યાં રહેલા ભાગ્યેજ છુટા હોય છે. એના શેઠને ત્યાં હજારો ધંધા થતા. શેઠનો વિશ્વાસ તેના પર બહુ હોવા-થી આઠ વર્ષ થયા તે શેઠનો મુનિમ થઇ પડયો હતો. શેઠ બહાર ગામ ગયા હોય યા બીજા કામમાં રોકાયા હોય તો બધું એનેજ કરવું પડતું. શેઠના પત્રો આવતા તેને અમલમા મુકતો. આવા કાર-ણો લીધે તેને જંપ જરાએ મળતો નહિ. રાતે પણ ઘેર મોડો આ-વતો, કેટલીક વારતો વાળુ કરીને તેને પાછા જવું પડતું. ફેર માત્ર એટલો હતો કે શેઠને મુનિમ પર ઘણીજ પ્રીતિ હતી; તથા તેની નોકરીની કદર કરી હતી. તેનો પગાર પણ રૂપીયા બસોનો કરવામા આવ્યો હતો. વળી તે ઉપરાંત શેઠ તેને દરેક મહિને ઉપલક જાત પગાર આપતા. વર્ષની આખરે સારી રકમ વધારામા આપતા. વસંત પણ શેઠને વાસ્તે તન મનથી મરી ફીટતો. શેઠના વિશ્વાસનો બીલ કુલ ગેરલાભ લહેતો નહિ. હાથ નીચેના માણસો ઉપર દયાભાવથી વર્તતો. કસુર થાય તો તે બાબત સમજ આપતો તથા ફરીથી એમ ન થાય તે સંભાળવા કહેતો. કોઇ અપ્રમાણિક વર્તન ચલાવે તો તેને ઘેર બોલાવી ફરી એમ ન કરવા કહેતો. ગરીબોને જરૂર પડે

પોતાનાથી બને તે પ્રમાણે નાણાની મદદ આપતો. બધા માણસો તેને અંતઃકરણથી વ્હાલા અને માન આપતાં. માત્ર પહેલો પારસી મહેતો તેના ઉપર બળ્યા કરતો. ધારે તો વસંત તેને ચપટીમા ચોળી નાખે એટલી સત્તા ધરાવતો હતો છતા એ પ્રમાણે કરવાનો વિચાર પણ તેના મનમાં આવતો નહીં. બીજા મહેતાઓ ઘણીવાર તેને દુર કરવા નમનતાઇથી કહેતા ત્યારે તે કહેતો કે "કર્યાં કરમ તે ભોગવશે. મ્હારે શા વાસ્તે તેને બરતરફ કરવામા કારણ ભુત થવું ?"

"પણ મુનીમજી એના હાથમા કારભાર આવ્યો અને તે ફાવ્યો તો અમારે ધીરે ધીરે ખસવાનું થશે અને પોતાની જાતવાળાને એ ઘુસાડશે."

"તો તેમા શું ? તે પણ આપણા ભાઇઓજ છે કેની ? આપણે તેમની ઇર્ષા ન કરવી. તેઓમાંના અજ્ઞાન કઇ બોલે તો તે પર લક્ષ ના આપવું અને એમનું સુત્ર તે આપણુંજ કરવું. કારણ આપણે એ સુત્ર લઇ બેઠા તો આપણું પ્રમાણ મ્હોટુ થવાથી એમને બહુ નુકશાન થશે. ઇર્ષા કરે છે તેના કરતા બમણી કરશે અને તેમા નુકશાન આપણ બંનેને થશે. બિલાડીની લડાઇમા વાદરો ફાવી જશે. વળી એ ઇચ્છા સ્વાભાવિક છે. એ પર ઝાઝું ધ્યાન આપવું નહિ. એમના પણ કંઇ બધા એવા હોતા નથી. વઉંમા કાકરો તો બધે હોયજ."

આ જવાબ સાભળી બધા વસંત આગળ ઝાઝું બોલતા નહિ જોકે કેટલીકવાર તેમને નુકશાન થતું ત્યારે માહો માહે કકળતા.

આણી તરફ પારસી તેની ગત રમવામાં ચુકતો નહિ એકવાર તો શેઠને મ્હોએ તેણે વસંતનું કંઇ વાંકુ બોલવા માડ્યું. શેઠે ગંભી

રતા છોડી દઇ ક્રોધે ભરાઇને કહ્યું " આજે તો બોલ્યો તે ઠીક છે પણ હવે ફરી મ્હારે મોંએ ફરીયાદ કરી અથવા કોઇ આગળ પણ એની વાત કરતા સાભળ્યો તો તરતજ તને રજા આપીશ."

પારસી તે દહાડાનો ગમ ખાઇ ગયો હતો પરંતુ તે મનમા વસંત માટે બહુજ બળ્યા કરતો હતો.

## પ્રકરણ ૧૭ મું.

### સીમત



વાંચકો સ્ત્રીઓને સીમંતનો કોડ ઘણોજ હોય છે ? તેઓને લાડ લડાવવાનો સમય આ છેલ્લો ગણાય છે. ગુલાબને ગર્ભ ધારણ કર્યાને આજે પાચમો માસ ચાલે છે, આજે તેનુ રક્ષા બંધન કરવામા આવ્યુ અને તેના પિયેરિયાંને આ સમાચાર તુરત મોકલવામાં આવ્યા.

પુત્રીના શ્રીમંતના સમાચાર જાણી મી. વીલાપરાય પ્રસન્ન થયા. કાન્તા પણ ઘણીજ ખુશી થઇ ! વાંચકો, વીલાપરાયને આ એકજ પુત્રી હતી. વીલાપરાયે પોતાના સગા વહાલાને તેડાવી મામેરાની તૈયારી કરી અને બધા મુંબઇમાં આવી પહોચ્યા.

ગુલાબના મનમા હવે આનંદ સમાતો નહતો ! સ્ત્રીઓને સંતાનની આશા ઘણીજ હોય છે. પંદર કે વીસ વર્ષની ઉમરમા જો તેઓને અધરણી આવતું નથી. તો તેઓ મહા ચિંતાનો ભોગ થઇ પડે છે !

વૈદ્યો તથા ડાક્ટરોની દવા ખાવા માંડે છે, સાસુઓથી છાની મે ઘણી સ્ત્રીઓને દોરાધાગા કરાવતી જોઇ છે! આ પ્રમાણે તેઓમાં વહેમનું જોર વધતું જાય છે અને પરીણામે તેઓની અક્કલ ઉપર અંધકારનો પડદો ફરી વળે છે! તેથી તેઓ કેટલાંએક ખરાબ કામો પણ કરવાની હીમ્મત ચલાવે છે! હું એમ કહેવા માગતો નથી કે પુત્ર પ્રાપ્તિની ઇચ્છા રાખવી નહીં. પ્રત્યેક માણસને પુત્ર મેળવવાની સ્વભાવિક ઇચ્છાઓ તો કુદરતી રીતેજ હોય છે પણ આટલી બધી તીવ્ર લાલસા શા માટે! યોગ્ય સમય સુધી રાહ શા માટે ન જોવી? લુચ્ચા અને લફંગા સાધુઓ જે સાધુના નામને કલંકીત કરે છે તેઓ આવી સ્ત્રીઓ પાસેથી ઘણો લાભ લે છે. તેઓને ભોળવી વ્હેમમા નાખી ધીરે ધીરે વ્યભિચારને રસ્તે દોરવે છે! પુત્ર પ્રાપ્તિ માટેની અંધ શ્રદ્ધામા કુલટાઓ એમ સમજતી નથી કે હું મારો ધર્મ ચુકું છું, મારા પિતા તથા સાસરાનુ કુળ બોળું છુ કદાચ આવા વ્યભિચારથી પુત્ર થાય તો પણ શું થઇ જવાનું હતું! તે શા કામનો? આવા પાપ આચરણને પરિણામે જો પુત્ર થતો હોય તો તે પુત્ર નહિ પણ પત્થરજ સમજવો! કેલવણી વિનાની તથા અજ્ઞાન સ્ત્રીઓ કદાચ ભોળવાય તો તે સ્વભાવિક છે—પણ સારા સંસ્કારવાળી અને કેલવણી પામેલી સ્ત્રીઓ પણ પોતાના હૈયા ફોડી જોતી નથી જે આ મને પુત્ર આપનારામાં શું જ્ઞાન શું વિદ્યા તથા શું બુદ્ધિ ભરી છે!

અફસોસ થાય છે કે કેટલાક પુરૂષો પણ આવીજ અંધ શ્રદ્ધાનો ભોગ થઇ પડે છે! તેઓ પોતાની સ્ત્રીઓના આ ધર્મ ભવાડાને ઉત્તેજન આપે છે! ધિક્કાર છે તેઓના પુરૂષપણાને!

પોતાને પુત્ર થતો ન હોય તો સ્ત્રીને હમેશા દિલાસો આપી એ વાત તેના અંતરમા ઠસવા દેવી નહિ. તેઓના ઉપર બીજી સ્ત્રી લાવવાની ધમકીથી તેઓ આવાં ખરાબ કામ કરવા પોતાથી બનતા પ્રયત્નો વધુ પ્રમાણુમાં કરે છે ! વીચાર કરો, વ્હાલા બંધુઓ. જે બીજી સ્ત્રીથી તમે પુત્ર પ્રાપ્તિ કરી શકશોજ એવી જામીનગીરી તમે આપી શકો છે ! એ તો નસીબને આધિન બાબત છે ! વળી એવો કુદરતનો કંઇ નિયમ નથી જે વીશ પચીશ વરસ સુધી જેને અધરણી ન આવ્યું હોય તેઓએ તેની આશા છોડી દેવી. તમે તપાસ કરશો તો ઘણી મોડી વયે પણ પ્રજા ઉત્પન્ન કરનારી સ્ત્રીઓના દ્રષ્ટાંત તમોને મળી આવશે. જેમ જેમ કોઇ વસ્તુ માટે આપણી ઇચ્છા વધતી જાય છે તેમ તેમ તે વસ્તુ આપણાથી વધુ દુર થતી જાય છે ! તેથી તે ઇચ્છા નિર્બળ થવાને બદલે વધારે સબળ થતી જાય છે ! તેજ પ્રમાણે સ્ત્રીઓની બાબતમા પણ અનુભવાય છે !

પુત્રીના જન્મથી મુખ મરડતા બન્ધુઓ, પુત્રીના જન્મથી ઉદાસીનતા ન રાખતા પુત્રીઓનું જીવન સુધારવા પ્રયત્ન કરો ! પ્રથમ તમારે ઘેર વહુઓની સ્થિતિ સુધારી તમારૂ પોતાનું ઘર નમુનેદાર બનાવો ! ઘરનો કારોબાર અગર કામકાજ સ્ત્રીઓએ ન કરવા એ મારો ઉદ્દેશ નથી ! પણ સંતોષથી, શાંતિથી, અને પ્રેમથી જેવા કામ થાય છે તેવા જોર, જુલ્મ અને ત્રાસથી થતા નથી. પુત્રીઓને સુશિક્ષણ આપો, તેમાં એમ ન સમજે જે તેમને મેટ્રીક્યુલેશનની પરીક્ષામા પાસ કરાવો પણ તારી સાસુની સાથે ખુબ લડજે, નણંદની પરવા રાખીશ નહિં આવા પ્રકારનો બોધ જે તેઓને નાનપણથી આપવામા આવે છે તે બંધ થવું જોઇએ ! ' સાસુનું કપાલ ' આદિ વાક્યો

પુત્રીઓને તેની માતા ગળે ઉતારે છે તે ન થવું જોઇએ ! પુત્રીના સાસુ સસરો એટલે પોતાના વેવાઇ વેવાણ સાથે નાહક કલેશ કરી પુત્રીના દુઃખનું આડકતરી રીતે કારણ થવું ન જાઇએ. આ વીર પુરૂષની માતા છે તેની કેવી સ્થિતિ ! તેઓને કેવી અધમ કેળવણી ? તેઓનું કેવું ખરાબ સુચવતું ભવિષ્ય ! પુત્રીના જન્મથી ઉદાસ થતી માતા, તું પણ તારી માતાની પુત્રી છો તે કેમ ભુલી જાય છે ? તારો તિરસ્કાર થવાથી તને કેટલું ઓછું લાગતું ? પુત્ર વધુ તરફ પુત્રીનો જન્મ આપવા માટે તિરસ્કાર દર્શાવનારી સાસુ, તું પણ તારી માતાની પુત્રી છો ! પુત્રી જન્મ માટે તિરસ્કારની નજરે જોનારા પુરૂષો ! તમારી માતાનો જન્મ શા માટે થયો તે માટે અફસોસ કરતા તો અમોએ તમોને ક્યાય જોયા નથી ! મારા અનુભવ પ્રમાણે પુત્રો તમને કંઇ ન્યાલ કરી નાખવાના નથી અને પુત્રીઓ તમને લુંટી જવાની નથી ! પુત્ર કે પુત્રી ગમે તે હોય પણ તે તમારી પ્રજા છે ! તમારો પ્રેમ બન્ને ઉપર સરખોજ હોવો જોઇએ ! અરે પણ આવા આંધળા વ્હેમને લઇને પુત્રી તરફનો પ્રેમ ઢંકાઇ જાય છે !

વહાલા વાચકો ! આવા આડા રસ્તે ચડી જવા માટે મને ક્ષમા કરશો ? કોણ જાણે શી પ્રેરણાથી મારૂં મન તે તરફ દોડી ગયું !

ગુલાબને હવે સાતમો માસ ચાલતો હતો; અધરણીની ક્રિયા આજે કરવાની છે ! તેના માતપિતા પણ આવી પહોંચેલાં જણાય છે ! " જોઈએ બાઇ, ગુલાબ વહુનો બાપ શું લાવ્યા છે " એમ બોલી બોલી ઘણી પાડોશણો જોવા આવતી હતી. મી. લીલાધરરાય પણ પોતાના ગજા પ્રમાણે સારૂં મામેરૂં લાવ્યા હતા. અધરણીની ક્રિયા થઈ રહ્યા પછી ગુલાબને તેના માતપિતા સાથે લઇ જવાની

તૈયારી કરવા લાગ્યા ! ગુલાબને હવે પતિને તજીને જવાની હિમ્મત થતી ન હતી: તે રાત્રીએ વસંત સાથેની વાતચિત પરથી આપણે સ્પષ્ટ સમજી શકીશું.

" વ્હાલા " ગુલાબે કહ્યું,મારા માતપિતા મને સાથે લઇ જ-વાનુ કહે છે પણ મારૂં મન માનતું નથી ! નાથ તમોને છોડીને હું કેમ જઇ શકું !

" વ્હાલી લોકાચાર મુજબ જવું તો જોઇએ. પછી જેવી તારી ઇચ્છા " વસંતે જવાબ આપ્યો.

" નહિ પ્રાણ એમ ન બોલો. જો તમો મને પરાણે મોકલશો તો હુ લાચાર છું નહીંતો વ્હાલા ! હુ જઇશ નહીં. હું મ્હારી બાને ચોખ્ખી ના કહીશ. પ્રાણ, કોણ જાણે હું કેટલું જીવીશ. વહાલા મને એમ લાગે છે...મારૂં મન સાક્ષી પુરે છે જે વધુ નહિ જીવું. પ્રાણ! બસ આટલો સમય મને સાથે રાખો. " આમ બોલી ગુલાબ રડી પડી.

પ્રિયાના દુ:ખથી દુ:ખી થતો વસંત...પ્રિયા તું મા રડ. તું તારે ન જજે; આવું ઓછું દિલ ન રાખ વ્હાલી હજી તારા નસિબમા સુખ માણવાનું ઘણું બાકી છે. "

બીજે દિવસે ગુલાબે પોતાની બા કાન્તાને કહ્યું " બા મને અહિંજ રહેવા દે તો કેવું સારૂં ? "

કાન્તાએ કહ્યું " કેમ ગુલાબ, તને મારી સાથે આવવું નહિ ગમે ! "

**ગુલાબ**—" નહિ, બા. તું ખોટું લગાડીશ નહિ. મારા દિલમાં એવુ કાંઇ નથી; પણ મારૂં હૃદય ત્યાં આવવા હવે મને ના સુચવે છે ? તે મારૂં મન સાચવ્યું છે. માફ કર બા, હું હાલતો નહિ

આવી શકું. જીવતા હશું. તો પાછાં ફરીથી મળીશુ ?.. ...

ગુલાબને તેડી જવાનો આગ્રહ હવે તેના માબાપે મુકી દીધો અને તેઓ પોતાને ગામ ગયા.

ગુલાબે બરાબર દસમે મહિને પુત્રને જન્મ આપ્યો; પરંતુ તે એકલીજ હોવાથી તેની બરોબર સંભાળ લેવાણી નહિ! વાંચકો, સુવાવડની આપણી પદ્ધતિ પણ કંઇ ઓર જણાય છે. એક ખરાબ ગીચ અને પુરેપુરા પ્રકાશ વગરના ઓરડામા તુટેલ વાણવાળા ખાટલામાં બે સડેલા ગોદડાના ગામા આવા ભયંકર પ્રસંગ માટેની તેઓની પથારી હોય છે! આવી સ્થિતિમા તદન તંદુરસ્ત માણસ પણ જો બે દહાડા રહે તો તે ચોક્કસ માંદોજ પડે તો આવા ભયંકર સમયમા આવી પથારી કેમ યોગ્ય ગણી હશે? કદાચ આપણા વૈદક ગ્રંથો તેમ કરવાનું સુચવતા હશે, પણ નહીં તેમ તો કદી તેવા ગ્રંથો સુચવેજ નહિ. લોક રીવાજ એવો થઇ પડયો એટલે તવંગર યા ગરીબ સૌ કોઇની સ્રીને સુવાવડમા તો આવી સ્થિતિમા રહ્યા વગર છુટકોજ નહિ. જો કોઈ સગું વહાલું ન હોય તો તો કદાચ ભયંકર પરીણામ પણ આવવા સંભવ ખરો. કેટલેક ઠેકાણે તો બીચારીઓ અરધ મરેલી જેવી થઈ જાય છે. કેમકે પેટ પુરણ ખાવાનું પણ તેઓ મેળવી શકતી નથી. વાચનાર, આ બાબત આપણે હવે વીચાર કરવાનો છે ચાલો આપણે આગળ પંથે પડીએ.



# પ્રકરણ ૧૮ મું.

## મોજ—શોખ.



ચોપાટી; એ, આજકાલ મુંબઇના પુરવાસીઓનું સુંદર વિલાસ સ્થાન છે, દરિયાની ઠંડી પવનની લ્હેરો ઉદ્વિગ્ન મગજને શાંતી આપી રહી છે. ગોંધાટથી ભરપુર નગરના લત્તાઓના પ્રમાણમા અહીં સર્વ આનંદ તથા શાંતિ પ્રસરેલી જણાય છે, કેટલાએક પારસી તથા ભાટીઆ ગ્રહસ્થો, પોતાની અર્ધાંગનાઓને સાથે લઇ, અહીં ગાડીમા ફરવા આવેલા માલમ પડે છે. તેમાથી કેટલાએક તો ગાડીમા બેઠા બેઠાજ ચોપાટીની સુંદર હવાનો આનંદ અનુભવે છે, અને કેટલાએક ગાડીમાથી નીચે ઉતરી, પોતાની પ્રિયાની સાથ બગલમા હાથ ભેરવી અહિં તહીં ફરે છે.

વિદ્યાર્થીઓ પોતાની કોલેજની જીંદગીની પ્રસંશા કરતા, પ્રેમીઓ પ્રેમ વિવેચન કરતા, દુઃખીઓ પોતાના દુઃખો સ્વગત અનુભવતા કોઈ અહીંતહી ફરતા, કોઈ રેતીમા, અને કોઇ બેઠક ઉપર બેઠેલા દ્રષ્ટિગોચર થાય છે.

ફરીયાઓ, ગુલાબ ગંડેરી, સોલાપુરી ચેવડો, ગરમા ગરમ ચાહ ઠંડો આઇસક્રીમ ઇત્યાદિ જુદા જુદા પ્રકારનાં અવાજો કરતા અહીં તહીં ટેલતા જણાય છે. આ મહાન નગરીમા કોઇ પણ મનુષ્યનો પત્તો મેળવવો મુશકેલ છે, પણ જો કદાચ સાંજના વખતે ચોપાટી ઉપર તપાસ કરીએ તો તેના સમાચાર ત્યાથી કદાચ મળી શકે.

• વાંચનાર, આ વખત આપણે એક યુવકને ચોપાટી પાસે આવેલા બંગલાની આજુબાજુમાં આમતેમ ફરતો જુઓ. તે મુસાફરે તેની પાછળ આવતી એક ભારે ગાડીનો અવાજ સાંભળ્યો અને પાછળ જોયું તો ભુરા, પાણીદાર ઘોડાની જોડવાળી એક વિશાળ લેન્ડો ગાડી આવતી જોઇ. મુસાફર બાજુએ ઉભો રહ્યો. ગાડી તેની પાસ થઇ, રોશનીથી શણગારેલા પાસેના બંગલામા પેઠી. એક ક્ષણ પછી તેવીજ બીજી ગાડી આવી ને તેજ દરવાજામા પેઠી. ગાડી જેવી દરવાજામા પેઠી તેવો તેમાથી રૂપેરી ઘંટડીઓના અવાજ જેવો •સુંદરીઓના હાસ્યનો સ્વર મી૦ મુસાફરને કાને પડયો.

વાંચનાર ! મી. લાલ સાથે આપણે વસંતના મીત્ર તરીકેની ઓળખાણ કરાવીએ છીએ તેજ આ વખતનો મુસાફર હતો.

મી. લાલની જીજ્ઞાસા ઉશ્કેરાઇ. દરવાજા પાસે મોટો મજબુત બાંધાનો દરવાન આમ તેમ હેરાફેરા કરતો હતો ત્યા તે ગયો. દરવાજાની અંદરથી જોયું તો સ્વચ્છ, સુંદર રસ્તાઓવાળો ભાતભાતના છોડવાઓથી, આરસના પુતળાથી તથા ફુવારાઓથી શણગારેલો વિશાળ બાગ જોવામા આવ્યો. બાગના મકાનની બારીઓમાથી અંદરની તેજોમય રોશનીનો પ્રકાશ આવતો હતો.

ધીમેથી, બ્હીતે બ્હીતે તેણે દરવાનને પુછયું " દરવાનજી, આ મકાન કોનું છે ?"

દાઢી અને મુછપર હાથ નાખી દમામથી દરવાન બોલ્યો " અરે ભલા આદમી, આ મકાન કોનું છે તેની પણ તમને ખબર નથી કે ? મને લાગે છે કે તમે શહેરમાં નવા આવ્યા હશો. શહેરના સઘળા મોટા મોટા માણસો આ મકાનમાં આવે છે ને અમારા શેઠની મહે-

માનગીરી ચાખે છે ! આ તરફની તમામ વસ્તી શેઠને ઓળખે છે !"

"દરવાનજી ખરૂં છે. હું શહેરમાં હમણાંજ આવ્યો છું. તેમાં આ તરફ તો આજજ આવ્યો.

"તેમજ હોવું જોઇએ. નહીંતો આ તરફના બધા લોકો આ મકાન સબંધી માહીતગાર છે ને તમે ન હો ? મુંબઇના બધા મોટા મોટા માણસો, પઢીવાળા ગૃહસ્થો, જમીનદારો, વકીલો અને વેપારીઓ સઘળા અહીં આવી ગયા હશે."

"તેમ હશે. પણ હું કાંઇ મોટો માણસ નથી તેથી આ બાગની કે તેમાંના મકાનની માહિતિ મને કયાથી હોય ?"

"અને તમારા જેવાને શેઠ નોતરે પણ નહીં તો." ડાગી દરવાન જરા હસીને બોલ્યો. "આજ અહિંઆ મોટો નાચ થવાનો છે ને અમારા શેઠના દોસ્તો જોવા માટે આવે છે. શહેરના મુખ્ય નાટય ગૃહની પ્રસિદ્ધ નટીનું આજે નાચ છે તેના સ્મિતનો લાભ મેળવવા મુંબઇના મોટા મોટા માણસો તલપી રહ્યા છે."

"તમારા શેઠનું નામ શું ? ઉદ્યાનાલયના માલિક કોણ છે ?"

"વાહરે. તેની પણ પણ ખબર નથી ?" દરવાને જરા તિરસ્કાર ભરી દ્રષ્ટિ નાખી કહ્યું. "કલકત્તાના વસંત શેઠને પણ ઓળખતા નથી કે શું ?"

વાંચનાર, મી. વસંતનું નામ સાંભળી તમોને પણ અજાયબી થઇ હશે પણ ખરેખર, પ્રભુ પલમાં રંકને રાય અને રાયને રંક કરી નાખે છે. તેમજ આપણા વસંતનું પણ થયું. અત્યારે તે એક મોટી દોલતનો માલિક થયો હતો અને પોતાની મરજી પ્રમાણે મોજ શોખ ભોગવતો હતો,

આકાશમાંથી શિર પર વજ્ર પડ્યું હોય તેવી અસર લાલને થઇ. શોકાવેગથી તે જ્યાં ઉભો હતો ત્યાંને ત્યાંજ ઠરી ગયો. છેવટે ધીમે ધીમે રસ્તાની બાજુ ઉપરના બાંક ઉપર જઇ, લમણે હાથ દઇ બેઠો. તેના અંતઃકરણમાં તિવ્ર વેદના થવા લાગી ને આંખમાંથી આંસુની ધારા ચાલી રહી તે નિશ્વાસ નાખી બોલ્યો, "પ્રિય, નિર્દોષ ગુલાબ, આટલી દોલત અને સાહેબી છતાં તારી આ દશા, જો દોલતથીજ માણસ સુખી થતું હોત તો તારી આ દશા ન થાત."

શોકમાં ગર્ક થયેલો તે અરધા કલાક સુધી એમને એમ બેસી રહ્યો. પછી એકદમ તેને વિચાર થઇ આવ્યો, વસંતની સાથે તેને નાનપણથી પીછાન હતું ને કલકત્તામાં વારવાર વસંતને ત્યાં આવતો જતો હતો તેથી તેને શિખામણ દઇ, આડે રસ્તેથી ઠેકાણે લાવવાનો પ્રયાસ કરવાની મી. લાલે હામ બીડી અને તે રાત્રે નાટ્ય પ્રસંગમાંજ વસંતને મળવાનો તેણે નિશ્ચય કર્યો.

"તમારે શું જોઇએ છે?" લાલ પાસે આવ્યો એટલે દરવાને પુછ્યું. "આજ ક્યારના તમે અહીંઆંજ ભમ્યા કરો છો! તમારે શું કામ છે તેની મને સમજણ પડતી નથી."

"ભાઈ, મારે તમારા શેઠને મળવું છે. મને અંદર લઇ જશો?"

"પણ હું ધારૂં છું કે તમને આમંત્રણ નહીં હશે! તમારા જેવાને આવા પ્રસંગે શેઠ બોલાવે એ સંભવિત નથી. દાખલ કરૂં તો કદાચ એ નાખુશ થશે."

"પણ જઇને એટલુંજ કહો કે હું કલકત્તાથી આવું છું ને મારૂં નામ લાલ છે. આટલું કહેશો એટલે તુરત રજા આપશે."

"અરે તાડના સરોવર અને જંગલોમાંથી ઘણાએ ગામડીઆ

અહીં આવે છે. એવા એવાને મળવાની શેઠને નવરાશ ખરી શો."

"પણ દરવાનજી, તમારા શેઠ કલકત્તામા પરણ્યા છે ને હું તેમનો નાનપણનો સોબતી છું. નાનપણના સાથીને તે તરછોડી નહીં કાઢે."

દરવાન ભડક્યો, તેણે લાલને એકદમ જવા દીધો હોત પણ જરા વિચારમા પડ્યો "બાઇ સાહેબનો સંબંધી હશે તો તેની સાથે આમ તોછડાઈ ચલાવવા માટે શેઠ નાખુશ થશે" લાલને બાંક ઉપર બેસાડી તે અંદર ગયો.

અરધા કલાક પછી દરવાન પાછો આવ્યો ને નમ્રતાથી સલામ કરી, લાલને અંદર લઇ ગયો ને પગથીઆ ચઢી અંદરના દિવાનખાનમા જવાનો રસ્તો બતાવ્યો.

કલકત્તાના રતનલાલ શેઠના ઘરનો હાલનો વડીલ દિવાનખાનામા બેઠો હતો. તેની આસપાસ તેના મોજીલા દોસ્તો બેઠા હતા. ગમે તેવી ઉંચી પદ્દી વાળો કે ગમે તેવો ભ્રષ્ટ ચરિત્રવાળો હિંદુ ગૃહસ્થ વિવેક ચુકતો નથી, પોતાની પત્નિના બનેવીને આવતો જોઈ, વસ્ત્ર ઉઠ્યો ને વિવેકથી તેનો સત્કાર કરી પાસે મશરૂથી મઢેલી ખુરશીપર બેસાડ્યો. લાલ ખુશી થયો.

દિવાનખાનાના ભપકાથી લાલ થોડીવાર દિઙમુઢ બની ગયો. તેણે ચોરંઘીના રાજ મહાલયો જોયા, યુરોપિયન લોકોનાં મકાનો ઉપર ઉપરથી જોયા હતા. વાઇસરોયના મહેલના સિંહમૂર્તિઓથી અલંકૃત કરેલા દરવાજા પણ તેણે દીઠા હતા. ડલહૌસી ચોક અને જુના કોર્ટ હાઉસ મોહોલ્લામા આવેલી યુરોપિયન વ્યાપારીઓની સુંદર, ભપ૦ દુકાનોમા જતા આવતા તેણે નજર નાખી હતી પણ આમાંથી કો-

હતો અંદરનો ભપકો તેણે જોયો નહોતો. તેથી મી વસંતનું વૈભવ પુર્ણ દિવાનખાનું જોઈ તે ચકિત થઈ ગયો.

વસંતની આસપાસ તેના બધા મોજીલા અને ઉડાઉ મીત્રો બેઠા હતા. ને જેમ જેમ મધમાખીઓ મધ ચુસી લેવા પ્રયત્ન કરે છે તેમ વસંતના ધનનો ઉપયોગ કરવા મંડ્યા રહેતા કોઇ દીવસ ઉજાણી તો કોઇ દીવસ નાચ તો વળી કોઇ દીવસ ઇવનીંગ પાર્ટી એ પ્રમાણે હમેશા આ મંડળીમાં પાર્ટીઓ ઉપર પાર્ટીઓ ચાલતી હતી. અને મી૦ વસંત જેને આપણે એક સારા ગૃહસ્થ તરીકે આગસ પીછાણ્યો હતો તે આ વખતે દારૂડીયો, મોજશોખ ભોગવવાવાળો અને રંડીબાજ બન્યો હતો.

આવી મંડળીમા લાલ; વસંતને શું કહી શકે ? છેવટે કંઇ બોલવાનુ સુજ્યુ નહીં ત્યારે ઉંઘાનાલય સબંધે વાત કાઢી. બધા મીત્રોએ નવીન ખરીદીના વખાણ કરવા લાગ્યા. વસંતે વિવેકથી લાલને નૃત્ય જોવા માટે થોભવાનું કહ્યું. પણ લાલને તે બીલકુલ પસંદ નથી એવુ તેના ચ્હેરા ઉપરથી જણાઇ આવ્યું તેથી વધુ આગ્રહ કર્યો નહીં. વખત વહી ચાલ્યો. બધા અધીરા થવા લાગ્યા. પાસેની ઓરડીમાથી નૃત્ય માટે પોશાક પહેરતી સ્ત્રીઓનુ હસવું સંભળાયું. મંડળીમાંના એકે વાદ્ય હાથમા લીધું, બીજાએ દારૂની શીશીઓ તરફ આતુરતાથી દ્રષ્ટિ નાખી. ત્રીજાએ ઘડીયાળ ભણી જોયું. લાલ ચેતી ગયો ને વસંતની રજા માગી ચાલતો થયો. તેનું હૃદય વધારે શોકાતુર થયું. પણ આવા પ્રયત્નોની નિષ્ફળતા સબંધે તેને સારો ધડો મળ્યો.

ઘેર આવ્યો ત્યારે મધ્ય રાત્રી વિતિ ગઇ હતી, તેથી પત્નિ સાથે બોલ્યા શીવાય સુઇ ગયો. તેનું હૃદય વેદનાથી સંતપ્ત હતું.

## પ્રકરણ ૧૯ મું.

### નિર્દોષ બાળા—આપઘાત



વેગ સહિત પાણીના મ્હોટા ડુંગરાઓ અફાળતી અને ઉછાળતી નર્મદા સુંદરી, સમુદ્ર સ્વામીને મળવા માટે વસતી, હસતી, નાચતી; કુદતી દોડી જાય છે. તરંગ ઉપર તરંગ અથડાયા કરે છે. મોજાંના પછડાટથી ફુલ જેવા સફેદ ફીણ, પળે પળે પેદા થઈ, તણાતા ખેંચતાં કિનારાની ઉપર જામી રહેલા ફેનરાશિ અને કાપમા છુપાઈ પોતાની હયાતી નાબુદ કરતા હતાં. પવન સડસડાટ

---

દીંડી.

મધુર કૌમુદી, નદી તટે સુતી શી ?
વિરમી અત્ર ઝીલીયે સુરમ્ય ગીતિ;
વિમળ રાત–વરસતી સમાધિ શાંતિ,
રહી મિષ્ટ––એકતાને––સુર સાધી,

કરતો વહેતો હતો. વેગવતી નર્મદાના કિનારા પર પછડાતો નગળ પવન તાર પરના પથરાઓને પાછા ખેંચી, ધીમે ધીમે અવ્યવસ્થિત ગરબડાટ મચાવી મુકયો હતો. પણ તે ઘોંઘાટ પલ્વારમા કિનારા ઉપરજ પાછો શાન્ત થઈ જતો હતો. એ શિવાય બીજો કોઈ પણ પ્રકારનો શબ્દ કાને પડતો નહોતો. એક માત્ર નર્મદાના પ્રસારામર્યા વેગથી સરસર–કલકલ કરતો મધુર નાદ વાતા વરણુમા તરવરતો હ-

તો. પળે પળે પછાડતા, નાચતા અસ્થિર તરંગોમા વહાણો ડોલતા હતા. મઝવા કંપતા હોય એમ ઉંચા નીચા થતા જણાય છે. કોઇ કોઇ નદીમાની છીપો તળીયામાંથી સપાટી ઉપર તણાઇ આવી, તરંગોમા પાછી અફળાઇ પાણીના પેટમા પેસીને લપાઇ જતી હતી ઘેરૂ આકાશ પોતાની ફિક્કી છાયા, નર્મદાના વિશાળ હૃદયમાં પાથરીને તેની આરસિ જેવી સપાટીમા પોતાનું પ્રતિબિંબ જોવાની ચેષ્ટા કરી રહ્યું હતું. પરંતુ નર્મદાની ચંચળ સપાટી આકાશની એ ઇચ્છા પુરી થવા દેતી નહોતી. પોતાના અસ્થિર થન–થનાટથી આકાશના પ્રતિબિંબને પળવારમા ભુસી નાખતી હતી. ઘણે દુર નદીના કાંઠાથી છેટે આવેલા સીમાડામા ઘાસના વેલા અને લતાઓથી છવાયલી ધરતી ઉપર શ્યામલ વૃક્ષરાજીથી ઢંકાયેલું વન નજરે પડતું હતું. વચ્ચે કોઇ કોઇ ઠેકાણે જંગલવાસી ગામડીયાઓની એક બે છુટી છવાઇ ઝુંપડીઓ દ્રષ્ટિગોચર થતી હતી. તે પણ એક બીજાથી એટલે બધે છેટે આવેલી હતી કે સામાન્ય દ્રષ્ટિથી જોતા તે નજરે પણ પડી શકે તેમ નહોતી. સાંજ જોકે પડી નહોતી, તો પણ તેની અગાઉનો ભુરો અંધકાર, સૃષ્ટિના મહોડા ઉપર આછા આછા ઘુંઘટા રૂપે ઢંકાયો હતો. સુર્યદેવ એકદમ ક્ષીણ તેજવાળા થઇ, લાંબે સુધી ફેલાયેલી નર્મદાના તટને સામે છેડે દિગન્તામા ડુબી, પાતાળમા પેસી જણાતા હતા. આ અતિ સ્તબ્ધસ્થાન ઉપર નજર ફેરવતાં એક પ્રકારના સ્થિર, શાન્ત અને ગંભીર ભાવ હૃદયમાં ઉત્પન થતા હતા. જાણે ગંભીર અને ચમત્કારિક શાન્તિ આ ન્હાનકડા વિશ્વ રાજ્ય ઉપર ચિરકાળ પોતાનો અધિકાર ચલાવી રહી હોય એવો ભાસ થતો હતો.

આવે વખતે આ રમણીય કિનારા ઉપર એક સુંદરી આમ તેમ

ફરતી હતી. અને પોતાને કોઇ જોઇ જશે તેની બ્હીકમા તેણી હોય એવું દેખાતું હતુ. વાંચનાર, આ સુંદરી કોણ અને તે શા સારૂ અહીં આવી હશે તે આપણે જાણવું જોઇએ.

ગુલાબ પોતાના દીવાનખાનામા એક કલાક ગુપચુપ વસ્ત્ર અને ઘરેણાં ઠેકાણે કરવા મંડી, ગળાનો સુંદર હાર, હાથની સુશોભીત સોનાની બંગડીયો અને પગનાં રૂપેરી નપુર અંગ ઉપરથી તેણે ઉતારી લીધા. કોરવાળી સાડીને ઠેકાણે પણ વિધવાઓ પહેરે છે, તેવું કોર વગરનું વસ્ત્ર પહેરી લીધું. ઓરડામાંનો દિવો બુઝાવી નાખ્યો અને ધીમે ધીમે અંગુઠે ચાલી બ્હાર નીકળી.

આ વિશાળ ભુવનમા અત્યારે અંધારૂં અને બધે શાંત હતું. ચાકરો નિંદ્રામા હતા અને ચોકનાં ફાનસો બધાં બુઝાઇ ગયા હતાં. ગુલાબ એક એક સૌની પાસે ગુપચુપ થઇને ચાલી; બ્હારનો ચોક ઓળંગ્યો અને અવાજ થવા દીધા વગર બ્હારનો દરવાજો ઉઘાડ્યો. તુરતજ શિયાળાનો કડકડતો પવન તેના તરફ ધસી આવ્યો અને પોળોના ફાનસોનું તેજ તેનામા ચમકી રહ્યું. એક પળ ગુલાબ વિચારમા પડી તે રસ્તા ઉપર ઉભી રહી. ગુલાબે પાછુ જોયું બાજીજ પળે વીશ વર્ષની આ યુવાન સ્ત્રી—એક મહાન અને શ્રીમંત સુરતી સ્ત્રી—બહાર જગતમા ચાલી નીકળી અને શિયાળાની અંધારી મધ્ય રાત્રીના સમયે નિર્જન પોળોમાં થઇ એકલી ચાલવા લાગી.

અર્ધા કલાકમાં ગુલાબ થાકી ગઇ. તે રસ્તાની બાજુએ એક ઝાડ પાસે ઉભી રહી અને ઠંડા પવનમા થરથરવા લાગી. એક વાર ફરી ગુલાબનું મન પાછું પડ્યું, " પાછું ફરવું હોય; તો તે માટે હજી વખત છે, ઘરનો દરવાજો હજી ઉઘાડો હશે. મારૂં જીવન પ્રથમ

ગાળતી હતી તેમ ગાળી શકીશ અને આ અલ્પ સમયની મારી ધ્રેલછા કોઈ પણ જાણશે નહિ," ગુલાબ થોભી અને વિચારમાં પડી રાત્રીનો શિતળ પવન તેને સ્પર્શ કરી સુસવાટ કરતો વ્હેતો હતો "હજી મારૂં ઘર મારૂં થશે—બ્હાર જગતમાં પણ એની એજ દશા છે ! કાલ સવારે મારા પતિનું મન ઠેકાણે આવી જશે ને હું પછી તેમની માનીતી થઇ પડીશ !"

એક ભપકાદાર લેન્ડો ગાડી, જેને કાળા ઘોડા જોડેલા હતા, તે ગુલાબની પાસેથી પસાર થઈ ગઇ અને તેમાથી સ્ત્રીના હાસ્ય જેવો અવાજ સંભળાયો એક બીજી ગાડી જેને ભુરા ઘોડા જોડયા હતા, તે પણ ઘણી નજીક થઇને પસાર થઈ અને તેના ફાનસનું તેજ ગુલાબના મુખ ઉપર પડી પસાર થઇ ગયું ગુલાબ બ્હીને વૃક્ષ પાછળ સંતાઇ ગઇ.

આ ક્ષણિક પ્રકાશ ગુલાબના મુખ ઉપર પડયો, તેજ વખતે ગાડીમાના એક માણસનો પણ તેના ઉપર દ્રષ્ટિ પાત થયો. તે પણ સહજ ચમકયો અને તેનો મિત્ર એ જોઇને વૃક્ષ પાછળ સંતાયલી સ્ત્રી પ્રતિ દ્રષ્ટિ કરી રહયો.

"એ ઘણી સુંદર સ્ત્રી હતી," તેના મિત્રે કહ્યું. "તેની આંખોનું સૌંદર્ય બીજી સ્ત્રીમાં મેં જોયું નથી. !"

"ના, તેના રૂપનો વિચાર નથી આવ્યો." બીજાએ સુષ્કપણે કહ્યું. "પણ તેના ફીક્કા ચ્હેરા ઉપરથી એક પળ મને એ સ્ત્રીનો વિચાર આવ્યો—એ સ્ત્રીને હું ઓળખું છું અને કેટલાક વખતથી જોઇ નથી. પણ એ સ્ત્રી અત્યારે અહિં કયાંથી ? વિચીત્ર ભ્રમણા !"

ગાડીઓ સુસ્વાટ કરતી ચાલી ગઇ. ગુલાબ વૃક્ષને ઓથેથી બ્હાર

આવી. ગાડીનાં ફાનસો પ્રતિ તે જોઈ રહી અને તેની આંખોમાં પાછું અસ્વાભાવિક તેજ પ્રકાશી રહ્યું.

" આપનો ઉપકાર માનીશ, મારા નાથ ! આપે મારા નિરાશ થતા હૃદયને જીવિત આપ્યું છે. હવે મારે શું કરવું તેની સુઝ પડશે."

આમ બોલી તે રમણી આપણે આગળ જણાવી ગયા તે પ્રમાણે ના કિનારા ઉપર આવી પ્હોંચી અને આ ક્ષણિક સંસારમાંથી સદાને માટે ગુમ થવાનો વિચાર કરવા લાગી. પરંતુ તેણી મી. વસંતની નજર આગળથીજ ફક્ત સદાને માટે ગુમ થઇ !!!



## પ્રકરણ ૨૦ મું.

### શોકાગ્નિ.



સવાર પડી વસંતના ઘરમાં બધે શોક વિલાપ અને દોડાદોડી થઈ રહ્યા. ઘરની દાસીએ જોયું તો પથારીમાં ગુલાબ મળે નહિ. ચોકમાં અને કુવા પાસે જોયું તો ચાકરોએ તેને દેખી નહીં. ઝાડુવાળનારી સ્ત્રીને ગુલાબની જુની શાલ બેઠક ખાનાની બહાર જડી હતી અને દરવાનોએ દરવાજો ઉઘાડો જોયો હતો. ઘણી ઘણી તપાસ કરી પણ ફોકટ ! સૃહિણિ અદૃશ્ય થઈ ગઈ હતી.

આખા શહેરમાં માણસો ફરી વળ્યા અને મુંબઈનાં તેના દરેક સગાં સમંધીને ત્યાં તપાસ કરવામાં આવી. તેઓ એકએક પાછા આવ્યા. પણ ગુલાબની કંઈ પણ ભાળ મળી નહીં.

મુંબઈમાં પોલીસને પણ ખબર આપી. પૈસા વેરવામાં બાકી રાખ્યા નહીં. પણ તેમની એ તપાસ નિષ્ફળ ગઈ. ગુલાબની કંઈ પણ ભાળ મળી નહીં.

ગુલાબે કદાચ કુવો હવાડો પણ કર્યો હોય, એવી દેહશત બધાના મનમાં ઉઠી અને તેથી કુવાઓ તથા તળાવોની તપાસ કરી; તે પણ ફોકટ ગઈ. શક પડતી રીતે મરણ પામેલાં માણસોનાં શબ જે જ-

ગોએ રાખે છે, ત્યાં પણ માણસો મોકલ્યાં. પણ ગુલાબનું નામ ત્યાંથી મળ્યું નહીં.

વસંતના મકાનમાં કોઇ મરી ગયું હોય, તેવી ચુપકી પથરાઇ રહી હતી. બધા નિરાશ થઇ ગયાં હતા. શિયાળાના ટુંકા દિવસને અસ્ત થતા વાર લાગી નહીં અને સાંજની છાયા આ ઉજ્જડ મકાન ઉપર પડવા માંડી હતી. સઘળી તપાસ નિષ્ફળ ગઇ હતી; માણસો બધા પાછા ફર્યા હતા અને કંઇ પણ પતો મળ્યો નહોતો. ગુલાબના સંબંધમાં કંઇ દૃષ્ટિએ પડયું નહોતું, તેમ કંઇ માહીતી મળી નહોતી.

મોડી રાત્રે ધોબણ ધોએલાં લુગડા લેઇને આવી અને તેને કંઇ ખબર છે કે નહીં તે જાણવા બધા ઉદાસ ચ્હેરે તેની ચોમેર ફરી વળ્યા. પણ તેની હકીકત ટુંકી અને દુ:ખદાયક હતી !

તળાવ ઉપર સ્ત્રીઓ સવારે અંધારામાં નહાવા આવે છે, તેથી પણ વહેલા મેં તેમને નદી કાંઠે એકલા જોયા હતા મેં ધાર્યું કે લોકો જાગે તે પહેલા ઘેર પાછા ફરવાના વિચારથી તેઓ આટલા વ્હેલા અંહી ન્હાવા આવ્યા હશે. એક બે શબ્દ મારે તેમની સાથે અદલ બદલ પણ થયા હતા પણ પછી હું ચાલી ગઇ હતી, ને ને પછી મેં તેમને જોયા નથી. ''

ધોબણ આ હકીકત કહેતી હતી તે વખતે સાંભળનારામાં ગંભીર ચુપકીદી પથરાઇ હતી. મુબઇમાં ગુલાબના દિવસ કેમ જતા હતા તેની તેમને ખબર હતી. અને તેથી શો વિચાર તેમને સુઝ્યો હશે તે અટકળતા તેમને વાર લાગી નહીં. બિચારી યુવાન ગુલાબ

એ પવિત્ર નદીએ ન્હાવા નહીં, પણ જીવનના દુઃખ અને પરિતાપમાં લાંબા વખત સુધી વિશ્રાંતી લેવા ગઇ હતી—એ વિચાર ઉપજતાજ તેઓ રડવા લાગ્યાં.

આગલી રાત્રે પોતાના ગમ્મતી સાથીઓ સાથે વસંત શહેરની બહાર ગયો હતો. તે આજે મોડી રાત્રે ઘેર પાછો આવ્યો. તેના મોઢા ઉપર હજી દ્રાક્ષ દારૂની તેજી હતી અને ગાડીમાથી ઉતર્યો તે વખતે તેના પગ લથડતા હતા. ચાકરો તેને ઉપલે માળે લઇ ગયા. અને ત્યા ધીમે ધીમે પત્નીના સમાચાર કહ્યા. વસંતને તરત ઘા થયો હોય તેવી અસર થઇ—દારૂના ઘેનમા છતા, ઘાની અસરથી તે બેભાન થઇને પડયો.

એ રાત વસંતે ગુલાબના શયનગૃહમાં કહાડી અને આખી રાત દીવાના ઝાખા પ્રકાશમાં આમતેમ ફર્યા કર્યું. તેના દુરાચારી વર્તને તેના હૃદયની લાગણીઓ હજી નિર્મળ કરી નહોતી, અને દુઃખમય વિચારોથી તેનું દારૂનું ઘેન ઉતરી ગયું હતું. ગુલાબ પરણીને તેની પાસે આવી તે વખતનું તેણીનું રૂપ લાવણ્ય, તેની સુકોમળતા અને સાચી પતિ ભક્તિ વસંતને સાભરી આવી. ગુલાબ વસંતનેજ જોઇ રહી હતી. તેણીનો સાચો પ્રેમ, તેની મધુરતા, તેની મનગમતી આશાઓ અને તેની તમામ છુપી લાગણીઓ વસંતનેજ અવલંબીને રહી હતી. ગુલાબ બીજા પુરૂષને ઓળખતી ન હતી અને બીજા કોઇ ઉપર તેનો પ્રેમ નહોતો. આખી રાતની રાતો તે તેની આગળ બેસી રહેતી. તેના હૃદયમાં હૃદય મેળવીને મુગ્ધ રહેતી અને છાનીમાની તેની આશાઓ અને તેના આનંદની વાતો તેના કાનમાં કહેતી તેની

નજર તળેજ ગુલાબ જાળા મટીને સ્ત્રી બની હતી, ઝાડને વળગેલી લતા પેઠે તે તેનેજ વળગી હતી અને આખર દિવસ સુધીપણ તેણી તેને વહાલના નજરથી જોઇ રહી હતી—તેની આગળ દુઃખની પરાળ સરખી એક ઘડી નહોતી, વસંતને એક પછી એક એ બધા અનુભવ યાદ આવ્યા, તેણે ખાલી ઓરડામાં આમતેમ નજર કરી અને આંસુ તેના લાલચોળ ગાલ ઉપર ટપક ટપક એક પછી એક ટપકવા લાગ્યાં ! " આહા ! તારા પ્રેમ અને તારા વિશ્વાસનું છેવટ મેં આજ, ફળ આપ્યુ '........"



## પ્રકરણ ૨૧ મું.

### પતિનો પશ્ચાતાપ



શું પ્રિયા ગઇ ! કયા ગઇ ! હું ધારૂં છું કે તે સદાને માટે ગઇ. અરે ! મારા આ વિશાળ ગૃહની ગૃહીણિ સદાને માટે ગઇ ! અરે, પણ તેનો અફસોસ કોને ! માત્ર આ અભાગી જીવને નહીં માતાને નહિ પીતાને અરે, હું પરણ્યો શા માટે ! એક નિર્દોષ બાળાને સદાને માટે દુઃખી કરવાને એક પવિત્ર અબળાને કલંકિત કરવાને, તેના પ્રાણનો નાશ કરવાને, તેના માતપિતાનું સુખ હરણ કરવાને ! ! ઓ, મારૂં અંતકરણ બળે છે. પ્રિયાની સુંદર મુર્તિ નજર આગળ તરે છે. હા, પ્રિયા તું કોઇ દિવસ બહાર જતી નથી. મારૂં અંતઃકરણ કહે છે " તું સદાને માટે બહાર ગઇ "

વાચનાર ! આ પ્રમાણે લવતો વસંત દિવાનખાનામાં આમતેમ ફરવા લાગ્યો. પરંતુ જગ વહી ગયે શી શોચના ! તે પ્રમાણે પહેલેથીજ ન સમજ્યો તો હવે અત્યારે શું થવાનું હતું ?

ગાડીના ફાનસના પ્રકાશથી જે ફીકકો ચહેરો ઝાંખે ઓથે નજરે પડ્યો હતો, તે પણ તેને યાદ આવ્યો. ગુલાબની ઝાંખી ભ્રકુટિ ઉપર દુઃખથી તથા નિરાશાથી પડેલાં ચિન્હો તેને સાફ જણાઇ આવ્યા. એક પળ તેની આંખો પ્રેમમય દ્રષ્ટિથી—કદાચ ઝાંખા આશાથી વસંત

ઉપર ઠરી રહી હતી ! પણ દ્રષ્ટિએ દ્રષ્ટિ સમભાવે મળી નહોતી અને હવે તો તે આંખો સદાને માટે દુર થઇ ગઇ હતી !

નિરાશ થઇ ચાલી ગયેલી ગુલાબ જે સાડીઓ મુકતી ગઇ હતી તે વસંતે ચુપચુપ એકઠી કરી. જે ઘરેણા ગુલાબે તેના વિવાહિત જીવનના આઠ વર્ષ પહેર્યાં હતા તે વસંતે બહાર કાઢયાં એ ઘરેણાં એ હાલ તેનામા ફરી પ્રેમનો સંચાર કર્યો. ગુલાબના સુંદર કપાળને વિભુષિત કર્તા રહેલું હિરણામરક, તેની યુવાન છાતી ઉપર લટકી રહેલા મુક્તાહાર, જેને લગ્નની રાતે આપેલી હીરાજડીત બંગડીઓ, ચુંબન કરતી વખતે આપેલા અંબોડામા જડવાનો સોનેરી કાપ-એ બધું વસંતે એકેએક બહાર કહાડયું અને પોતાની આગળ ગોઠવીને મુકયું. તે દરેકથી કંઇક કંઇક તેની જુની યાદ તાજી થઇ અને તે મોતની પેઠે તેના આગળ ખડી થઇ રહી. જે વિચારો મહીનાઓ અને વર્ષો થવા વિસારે પડયા હતા, તે બધા હવે તેના મગજમા સ્ફુરી આવ્યા. જે બનાવો અને દેખાવોએ તેનો યૌવન પ્રારંભ આનંદમય અને પાવન કર્યો હતો, તે બનાવો અને દેખાવોની યાદ તેના ઉજ્જડ હૃદયમા પાછી આવીને ભારાઇ.

તેણે પોતાનુ જીવન છેકજ વ્હેતું મુકયુ હતું. બાપનું નામ બોળ્યું હતુ માતાના માયાળુ શિક્ષા વચનોનો અનાદર કર્યો હતો. બાપદાદાનું ધન ગુમાવ્યું હતું ગીરના કીડા કરતા પણ વધારે મલીન સ્ત્રી પુરૂષોનો સંગ કર્યો હતો, અને જે સાચા હૃદયથી આવી હતી તેના પ્રેમનો અનાદાર કર્યો હતો ! પોતાની પ્રેમાળ પત્નીના દરેક હકનો ભંગ કર્યો હતો. દરેક માનુષી લાગણીનો દુરૂપયોગ કર્યો હતો. દરેક

ઉમદા સ્ત્રીને હીનપદ લગાડ્યું હતું. અને પોતાની પ્રેમાળ વિશ્વાસુ પત્નિને મહીનાના મહીના દુઃખમાં રહાવી તેનું અકાળ મૃત્યુ નિપજાવ્યું હતું ! આ દારૂડીયા અને વંઠેલ યુવકને એક પછી એક બધા વિચારો સ્ફુરી આવ્યા અને તેના પશ્ચાતાપથી તે કંપી ઉઠયો અને એકવાર ફરી તેની નજર ગુલાબના લુગડાં, ઘરેણા અને ખાલી ઓરડાની દીવાલો ઉપર પડી, તે વખતે નિરાશા અને મનની વેદનામાં તેના મુખમાંથી એક મોટી શ્વાસ પડી જવાય અને આખું ઘર તેથી ગાજી રહ્યું

સવારનું રંગબેરંગી અજવાળું ઘરમાં થઈ અંદર આવ્યું અને આ કંગાલ પતિની ઉદાસ અંજાએલી આંખો ઉપર પડયું. સાડી ન પડમાં કાંઈક સફેદ વસ્તુ હતી તે ઉપર પડયું. અને વસંતે પોતાના વિખરાયેલા વાળ ઠીક કરી એક પત્ર ઉપાડી લીધો. પત્ર ધ્રુજતે હાથે લખેલો દેખાતો હતો અને તેના ઉપર અનેક આંસુના ડાઘ હતા.

‘ નાથ ! આપની નજર આગળ હાલ હું આપની પત્નિ નથી, પણ આપથી જુદા પડવાને વખતે આપને માટે એ પ્રિય નામ મને વાપરવા દેશો

“ આઠ વર્ષ આપના ગ્રહમાં રહી છું. આપનું અન્ન ખાધું છે અને આપના પ્રેમની ભોગતા થઈ છઉં તેથી ગુસ્સો દર્શાવી કે ગુસ્સાની લાગણી સહીત હું આપનાથી વિખુટી પડીશ નહિ હું છેલ્લી ઘડી સુધી પ્રેમથી આપનું સ્મરણ કરીશ. અને જે સ્ત્રી ઉપર એક વખત આપનો પ્રેમ હતો તેને પણ જરા દયા કરી આપ યાદ કરતા રહેશો.

“ હું મરીશ ત્યારે આપની દ્રષ્ટિએ અપ્રિય નહોતી, તે દીવસોની

યાદ સહિત મરીશ. લાંબી રાતો હું કેવી આપના ચરણ આગળ બેસી રહેતી; આપની પ્રેમમયી આંખો તરફ નજર કરી રહેતી, અને આપના મિષ્ટ શબ્દોનું પાન કરતી. કામમાંથી પરવારીને કે મુસાફરીમાંથી પાછા આવીને આપના દર્શનનું સુખ આપતા. અને હુ ધારતી કે આપના પ્રેમાળ સુખના દ્રષ્ટિપાત કરતા સ્વર્ગમા પણ વધારે સુખ નહિ હશે.

હુ " ધારતી કે આ આનંદ હમેશા ટકશે. પણ મારા લલાટના જ લેખ વાંકા હશે–હુ આપનો દોષ કહાડતી નથી. મારૂં હૃદય દુઃખી થયું છે, મારે માથે તમ્મર આવ્યા છે અને હવે એકાન્તમા મે ઇશ્વરનો આશ્રય લીધો છે–જગત મને અંધકારમય અને આનંદ રહિત થઇ ગયું છે!

" મારા દુઃખના દિવસોમા પણ મેં મારૂં કર્તવ્ય કરવાનો પ્રયત્ન કર્યો છે પણ જો કાંઇ વતો ચુકી હઉં–હૃદયના પરીતાપમા ગુસ્સાથી બોલી હઉં કે દુઃખના આવેશમા મે વાકું કર્યું હોય, તો નાથ! મને ક્ષમા કરશો. મારા જીવનની એ છેલ્લી અરજ આંખોમાં આંસુ સહિત હું ગુજારૂં છઉં–બીજી અરજ કરવા હું રહેવાની નથી.

" મારા ગયા પછી સુખી થાઓ. આપ ઉંચ્ચ કુળમા જનમ્યા છો; અને આખા દેશમા આપનું માન છે. મને તો આપના ગત જીવનની ઉન્મતતા ભુલી જશો; આપના સાથીઓ આપને નાશ તરફ દોરનારા છે– તેમને ત્યજી દેશો અને આપની પત્નીને યાદ કરશો. આપનુ હૃદય ઉંચ્ચગ્રાહી છે–ફરી આપનું કર્તવ્ય સંભાળશો.

"અને અણિના વખતે સહાય કરનાર ઇશ્વરજ છે! તેના ઉપર આપનું ધ્યાન લગાડશો. નાથ, ગરીબ દુઃખી સ્ત્રી, જેનો પ્રેમ તેના જીવન પર્યંત આપના ઉપર અખંડિત રહ્યો છે તેને પણ વખતે વખત યાદ કરશો."

વસંતના કૌવત વગરના હાથમાંથી પત્ર સરી પડ્યો. તેને તમ્મર આવ્યા અને હાથ પહોળા કરીને તે જમીન ઉપર સચોટ થઈ પડ્યો.



## પ્રકરણ ૨૨ મું.

### ઉડાઉ પતિ ઠેકાણે આવ્યો

મધ્ય રાત્રી વિતિ ગઇ હતી. સૌ પોતાના ઘરમાં સુખેથી નીદ્રા વશ થયા હતા. બધે શાંતિ દેવીએ વાસ કર્યો હતો. આકાશમાં ચંદ્રમા પોતાના રૂપેરી કિરણો ચારે પાસ પથરાવી રહ્યો હતો. આ વખતે એક દમ્પતી " પોતાના શયનગૃહમાં વાતચીત કરતા નજરે માલુમ પડતાં હતા. અને સંસારના સુખ દુઃખની વાતો તેમનો વિષય હતો. તેવામાં બહાર દ્વારને કોઇ ખખડાવતું હોય, એવો અવાજ તેમને કાને પડયો. મી. લાલે કાન માંડીને સાંભળ્યુ, તો એ અવાજ ફરી પણ સંભળાયો.

" આટલી મોડી રાતે કોણ આવ્યું હશે ? ચાકરો બધા સુઇ ગયા છે, લાવ હું જાતે જઇને બારણું ઉઘાડું." લાલ ઉઠયો અને મુગ્ધા પણ કોઇ અણજાણી અનિશ્ચિત આશાથી તેની પાછળ પાછળ અગાડી ચાલીને ગઇ.

એક માણસે અંદર પ્રવેશ કર્યો. ઝાંખા પ્રકાશમાં લાલે તેને ઓળખ્યો નહીં. મુગ્ધા પાછી હઠીને એક બીજી ઓરડીમાં પેસી ગઇ અને ત્યાંથી આ અજાણ્યા માણસનું નિરિક્ષણ કરવા લાગી

' તમે કોણ છો ? આટલી મોડી રાતે આવવાનું કારણ ? "

" લાલ ! હું એક વખત આપનો મિત્ર હતો, પરંતુ હાલ હું એ નામને પાત્ર નથી. આપણી જુની મિત્રતાને ખાતર મને એક રાતવાસો આપો; અને સવારે તો હું મારે રસ્તે ચાલ્યો જઇશ. " એ અજાણ્યા માણસે પ્રત્યુત્તર આપ્યો.

અવાજ ન ઓળખાય તેવો નહતો પણ મોટા શ્રીમાન વસંત ગોરની આવી દશા જોઈ લાલ એકદમ બ્હી ઉઠ્યો. તેનો ચ્હેરો ભયાનક હતો. તેની આંખો ઉંડી પેસી ગઇ હતી. વાળ ઓળ્યા વગરના અવ્યવસ્થિત હતા અને કપાળ ઉપર લટકતા હતા. અને મુખ ઉપર મરણના જેવી છાયા છવાઇ રહી હતી. આ માણસ અને ગુલાબના ઇતિહાસની યાદથી લાલને તેના તરફ તિરસ્કાર છુટયો. પણ તેની સ્વાભાવિક અતિથ્ય બુદ્ધિથી એ લાગણી દબાઈ રહી અને તે માયાળુ સ્વરે બોલ્યો.

" વસંત. આપણે આજ ત્રણે દીવસે મળ્યા. શું તમારી આવી દશા થઇ ગઇ છે ? થોડાજ માસ ઉપર તમે આ પ્રદેશના એક સર્વોત્કૃષ્ટ અને શ્રીમાન ગૃહસ્થ હતા. અને શહેરમા ગમે તે પદ્મીનો માણસ તમારી મુલાકાતથી પોતાને માન મળેલું માનતો ! હવે શું તમારી આ દશા થઇ છે ? તમે ઘરબાર વગરના રખડતા બની ગયા છો પરંતુ તમારી પાસે હજુ ઘણી દોલત છે. એ બધાની સંભાળ કોણ લે છે, અને તમે આમ રખડો છો કેમ ? "

" મારા પિતાનો વિશ્વાસુ મુનીમ હજુ એ મિલકતની સંભાળ લે છે. અને તે મારા ભત્રીજાઓને વારસામાં મળશે-મારા જેવાને એવી મિલકત શી ? મ્હેં ઘોર પાપ કર્મ કર્યું છે અને તેનું ફળ લે. હું છું-હું વિશ્રાંતી ખોળું છું પણ મને પૃથ્વી ઉપર તે કયાંય મળતી

નથી. બાલ્યાવસ્થામા મારે થોડાક મિત્રો હતા. અને મારા સાચા મિત્રોમાં તમારી પત્નિ પણ એક હતી. મારી સ્વર્ગસ્થ પત્નીને ને બ્હેન કરતાં પણ વધારે હતી આજ રાત્રે હું તેના પરોણા તરીકે તે અવ્યો છઉં. અને તેના પ્રેમમય શબ્દેનો પ્રસાદ ઇચ્છુ છું કાલે તો હું જઇશ અને ફરીથી તેને કંટાળો અપીશ નહીં "

મુગ્ધા વધુ વાર સહન કરી શકી નહીં. ગળતી આંખોએ તે બહાર આવી અને ગત વર્ષોમા કરતી હતી, તેમ વસંતને કોટેથી પકડી અંદરના અવાસમા તેડી ગઇ. અને તેને આસન ઉપર બેસાડી લાલના કાનમા ધીમેથી બોલી:—

" પોતાનો પતિ આ ઘરમાંથી અપમાનિત થઇને પાછો ફર્યો છે. એનું મારી પ્રિય ગુલાબના પ્રેતને પણ તેણે હું જોવા દઇશ નહીં તેણે ગમે તેમ જીવન ગાળ્યુ છે. તો પણ તે હજી મારી ગુલાબનો પતિ છે. તમે તેની પાસે બેસો અને આશ્વાસન આપો—હું જલદીથી કંઇક ખાવાનું તઇયાર કરૂં છું."

મુગ્ધા રસોડામા ગઇ. અને લાલ પોતાના મહેમાન પાસે બેઠા વસંતે પોતની શોકમય વાતો આગળ ચલાવી.

" ધનના વ્યયનું મને દુઃખ નથી—મ્હેં ઘણું દ્રવ્ય ગુમાવ્યુ છે, પણ હજી મારી સ્થાવર મિલકતો એમની એમ છે. મિત્રોના વિયોગ નું મનેદુઃખ નથી—મારા સારા સારા મિત્રો મારી તરફ આંગળી કરે છે, અને મારૂં નામ લેતા શરમાય છે, તો પણ એ દુઃખ એકાંત વેઠીને પણ હુ સહન કરીશ. પણ એક પવિત્ર અને પતિપ્રાણા સ્ત્રીનું રીબાવી રીબાવીને મરણ નીપજાવ્યાના સતત વીચારથી મારૂં હ્રદય

ભડકાને જાય છે. તેનો ફીકો રક્ત સૂન્ય ચહેરો રાત્રી દિવસ મારાં ચક્ષુ પાસે રહે છે અને સ્વપ્નમા તેના સફેદ ચહેરાને મારા તરફ તાકી રહીને મધ્ય રાત્રીએ નદીમા વહેતો જોઉં છું, તે વખતે ચીસ પાડીને હુ જાગી ઉઠું છુ અને નાસવા જાઉં છું! સ્ત્રી હત્યાનું પાપ મને ચોટયું છે. અને હું બાવરો બની ગયો છું. ચિરકાલ આ દુઃખ હવે હુ વેઠી શકીશ નહીં!"

"વસંત જેમ તેમ કરીને બેઠો. તમે ઘોર પાપ કર્મ કર્યું છે. અને આપણા પવિત્ર શાસ્ત્રો કહે છે કે જ્યા સ્ત્રીઓને દુઃખ દેવાય, ત્યા ઇશ્વરી કોપથી કુટુંબનો વિચ્છેદ થાય છે. તો પણ ગમે તેવા ઘોર પાપનું પ્રાયશ્ચિત તો હોય છેજ. અને તમારૂં આ અસહ્ય પ્રાયશ્ચિત ચિરકાળ પહોચ્યું છે. અને ઇશ્વરની સહાય શોધો, તો હજી પણ તે તમને શાંતિ આપશે."

પણ વસંતનું આ શબ્દો પર ચિત નહોતું. તે બોલ્યો કે "આમો એક દિવસે જ્યારે રાત્રી ચંદ્રજ્યોતિથી પ્રદીપ્ત થઇ રહી હતી. અને આખું ગામ ભરનિંદ્રામા હતું તે વખતે અમે ચાંદનીમા ફરવા નીકળી પડયાં હતાં; અને શાંત સરોવર પાસે બેસી અમે પાણી ઉપર નિહાળી રહ્યાં હતા. આ વખતે અમારા હૃદય એક થઇ જતાં, મ્હેં આકાશ તરફ જોઇ ઈશ્વરને સાક્ષી રાખી કહ્યું હતું કે આ પ્રિય શ્રદ્ધાશીળ બાળાને જીવન પર્યંત હુ પ્રેમથી પાળીશ. એ ચંદ્ર પ્રદિપ્ત ચહેરો ત્હેના પાતળા અને વિવર્ણ આકૃતિમાં હજી હું દેખું છુ. અને એ બાળા તેની ફીક્કી શ્વેત આંગળી આકાશમાં તારાઓ તરફ ધરી રાખી મ્હને મારી પ્રતિજ્ઞાનું ભાન કરાવે છે!"

" એ જુની યાદ તાજી નહીં કરો–તે હમને ઉન્મત બનાવી દેશે."

એટલામા મુગ્ધા ભોજન તૈયાર કરી બહાર આવી અને વસંતને જમવા માટે ઉઠવાની વિનંતી કરી. વસંતે પણ નહીં ભાવતા છતા આ પ્રેમાળ પતી પત્નીના આગ્રહે ભોજન કર્યું અને તે રાત્રી ત્યા સુન્દરી

બીજી સવારે વસંતે જવાનો વિચાર કર્યો પણ લાજના આગ્રહથી તે ત્યાજ રહ્યા. એટલામા મુગ્ધા ત્યાંના એક મંદિરે દર્શને ગઇ. ત્યા હમણાજ નવા આવેલા એક મહાત્માને જોઇ મુગ્ધાએ કંઇક આશાથી ગુલાબના સમાચાર પુછ્યા. મહાત્માએ પણ તેને કહ્યુ કે:–

એક સ્ત્રી તેના જોવામા આવી હતી. તેણે વિધવાના જેવી કોર વગરની સાડી પહેરી હતી. અને તેના હાથ કાન આભુષણ રહિત હતા. પણ આંસુ છુપાવવાને આખોએ હાથ દેવા જતાં મ્હે સોનાની બંગડી દીઠી હતી. અને તે સ્ત્રીઓ સૌભાગ્ય સુચક ચુડીઓ મહા પહેરી રાખે છે તેવે સ્થાને હતી. ખચિત, ખચિત એ દુ:ખી યુવતિને દેખાવ અને વસ્ત્ર ઉપરથી મ્હે વિધવા ધારી લીધી હતી. પણ તે સધવા સ્ત્રી હોવી જોઇએ "

" મહાશય, આપનું જીવન જેવું પવિત્ર છે, તેવું સુખી થાઓ ! આ સ્ત્રીએ તેનું દુ:ખ આપની આગળ કહ્યું હતું ? કહ્યું હોય તો મને કહો–મારૂં હૃદય આશાથી ધડકી રહ્યું છે."

" પુત્રી, હું જાણું છું તે બધું કહીશ, પણ આ સ્ત્રીએ મને કહ્યું તો કશુંએ નથી."

" ક્યાથી આવી હતી એવું કશું નહીં ? "

" તે પોતે ક્યાંથી આવી હતી, તે તેણે કહ્યું નહોતું. "

" મુખ્યમાં તેણે એકાન્ત દુઃખમય જીવન ગાળ્યું છે એવું કશું નહીં ? "

" ના, તેના આંસુજ તેનું દુઃખ કહી આપતાં હતાં, તે સિવાય તેણે પોતાના દુઃખની કશી વાત કરી નહોતી. "

" તેનો સ્વામી તેને શોધતો આવે, તે વખતે તે આ મંદિરોએ પાછી આવશે એવું પણ તેણે કહ્યું નોતું ? "

" તેણે પોતાના સ્વામીના પાછા ફરવાની કાંઈ પણ વાત કરી નહોતી. "

" અને તે ક્યાં જવાની છે, ને તેનો ક્યાં પત્તો મળશે તે સંબંધી કંઇ પણ વાત કરી નહોતી ? "

" હા, એટલું જાણું છે–આથડતા યાત્રાળુઓની પેઠે પવિત્ર સરીતાઓના તટ ઉપરના મંદિરોની યાત્રાએ તે જવાની હતી "

" અને મહાશય ! તેના વિષે આપને બીજી કંઇ પણ માહીતિ નથી ? કંઇ પણ સંજ્ઞા તે મુકતી ગઇ હોય, કે ભુલેચુકે કંઇ પણ શબ્દ ઉચરી ગઇ હોય, તે આપને યાદ આવે તો જણાવો–તેના સ્વામીનું સુખ અને જીવન આપના શબ્દો ઉપર અવલંબી રહ્યું છે. "

" પુત્રી, એક પણ શબ્દ તે ઉચરી નથી અને કંઇ પણ સંજ્ઞા તે મુકતી ગઇ નથી. તેણે અંહી આવી માત્ર પુજા કરી છે, અને રૂદન કર્યું છે; તે સિવાય બીજુ કશું કર્યું નથી. બીજી સવારે તો તે વિદાય થઇ હતી. "

મુગ્ધા ધડકતા હૃદયે પાછી આવી અને જે અલ્પ સમાચાર મળ્યા હતા તે સ્વામીને કહ્યા. લાલે ઉત્સુક મને તપાસ શરૂ કરી. અને મંદિરે મંદિર મહંતો અને મંદિરના દાસ દાસીઓમા પુછપરછ ચલાવી; પણ ગુલાબના કંઇ વિશેષ સમાચાર મળ્યા નહી. તેઓએ એ સુંદર યુવતિને વિધવાના વસ્ત્ર યુક્ત જોઇ હતી અને માત્ર એક રાત વાસો કરી તે અન્ય સ્થળોની યાત્રાએ ચાલી ગઇ હતી. તો પણ એક સ્ત્રીએ જણાવ્યું કે " તેના કપાળ પર કુમકુમનું ચિન્હ હતું. બિચારી તરતની રાંડેલી હોવી જોઇએ. "

" પણ તેની સાથે બીજા કોઇ માણસ હતાં ? "

વિંટાઇ વળેલા ટોળામા મંદિરનો એક ન્હાનો છોકરો બોલી ઉઠ્યો. " ના, બધાજ પરદેશી હતા. ભેગી રણછોડની મા પણ હતી. તે તો પોરબંદર પોતાને ગામ પાછી ગઇ છે.

વાચનાર ! હવે વસંતના મનમા કંઇક નવીનજ આશાઓ પેદા થઇ અને તે વખતેજ તેણે ત્યાથી પોરબંદરની ગાડીમાં ઉપડવાનો નિર્ધાર કર્યો. સાથે મી. લાલ પણ મદદ રૂપ થઇને નીકળી પડ્યા.



## પ્રકરણ ૨૩ મું.

### પતીની તપાસ.



મધ્યરાત્રીનો સમય છે. પોરબંદરમાં બધે શાંતિ શાંતિ છવાઇ રહી છે. સૌ પોત પોતાના શયનગૃહમાં પથારીએ પડ્યા હતા. તેવામા બે મુસાફરો તરફ આપણે નજર કરીએ. આકાશમા તારા નિઃસ્તબ્ધે આ આતુર જનારાઓ ઉપર દ્રષ્ટિ કરી રહ્યા હતા. મગરકાને હજુ ઘણી વાર હતી અને આ જલદ તમાસગીરોએ રણછોડની માને નિંદ્રામાથી જગાડી. એ સુંદર યુવતિની વાત કહેતા ત્હેના ચક્ષુમા આંસુ ભરાઇ આવ્યા.

" ખચીત તે એક ભલી બાઇ હતી, પણ પ્રભુએ ત્હેને નિર્ભાગી બનાવી હતી. અમે આગગાડીએ અને પગે ચાલીને ઘણા દિવસ ફર્યા હતા અને ઘણા મંદિરોનાં દર્શન કર્યાં હતા. અને તે ઘણી વખતે પીળા વસ્ત્ર ધારણ કરેલી પવિત્ર સ્ત્રીઓના સંઘમાં ભળતી અને ત્હેમના જેવા પીળા વસ્ત્ર ધારણ કરવાની ઇચ્છા ધરતી. એક વખત તે રસ્તાની બાજુએ ઝાડ નીચે બેસી રસોઇ કરતી હતી, તે વખતે મ્હેં તેને તેના દેવાઈ ગયેલા નસીબની હકીકત પુછી હતી. પણ તે રૂદન કરવા લાગી હતી. અને એટલુંજ જણાવ્યું હતું કે તેના માતાપિતા કલકત્તામા રહેતા હતાં અને તેને મુંબાઇમા પરણાવી હતી."

આ બે નામોનો ઉચ્ચાર થતાંજ, એ તમાસગીરના હૃદય ઉપર આશાનું અન્ય કિરણ પડ્યું. અને તેમના મનની ખાત્રી થઇ કે આજ સ્ત્રી તે હતભાગિ ગુલાબ હતી.

" પણ બલીબાઇ, છેક છેલ્લી તમે તેને કયા જોઇ હતી ? ક્યાંથી ત્હમે તેનાથી છુટાં પડયાં હતા ? વસંતે પ્રશ્ન કર્યો " ત્હમારા શબ્દો મ્હારૂં ભાગ્ય ખુલશે, તો મુબઇના ધનનો તમારા પગ આગળ ઢગલો થશે અને એક પતિના આશીર્વાદ તમને સુખી કરશે ! "

" ભલા શોકાતિ યાત્રાળુ ! શું તે પતિવતી છે-ત્યારે શું તે વિધવા નથી ? મ્હને પણ એવો વિચાર આવ્યો હતો ખરો કારણ કે તે શરમાળ અને ઓછા બોલી હતી અને ત્હેના કપાળ ઉપર લાલ ચિન્હ હતું પણ ત્યારે એમ કેમ? અમે ઘણા દિવસ ભેગા ર્હ્યાં, તો પણ તેણે તેના સ્વામીની વાત કદી કરી નોતી. "

" તે તેમ હશે, પણ ત્હમે ત્હેનાથી કયા વિખુટા પડયા અને છેક છેલ્લી તેને કયા જોઇ, તે કહો. "વસંત ધડકતા હૃદયે બોલ્યો.

" અમે બિલકુલ વિખુટા પડયા નહોતા, અને અમે સાથે સાથે બીજા યાત્રાળુઓ ભેગા અહીં પાછા આવ્યા હતા. અને ને મ્હારી સાથે આ ગામમાં આવી હતી અને અહીં થોડા દિવસ પેલી છાપરી-મા રહી આપ હસ્તે પોતાની રસોઇ કરતી હતી. પણ લોકો ત્હેને પ્રશ્ન પુછીને કંટાળો આપવા લાગ્યા, અને તેથી તે બેજ દિવસ થયા દ્વારીકા જતી કેટલીક સ્ત્રીઓ સાથે અહીંથી ચાલી ગઇ છે, તે કહેતી ગઇ હતી કે "દ્વારીકા નિવાસી પીતવસ્ત્રી ધારિણિ સાધ્વી સ્ત્રીઓમાં ભળવાનો મ્હારો વિચાર છે. "

વસંત—" મિત્ર લાલ, આપણું કાર્ય અહીંથી પુરૂં થાય છે; હવે પછીની તપાસ હું એકલો કરીશ-મ્હારે જીવનમા કરવાનું હાલ બીજું કંઇ નથી. મ્હારા જેવા ઘરબાર વગરના રખાડનારનો આપની પત્નીએ સ્નેહપુર્વક સત્કાર કર્યો છે, અને આપે પણ મારા જેવા અ-

પાત્ર આણસને સહાય કરી છે, તેનો ઉપકાર હું કદી વિસરીશ નહિ. મ્હારા હૃદય ઉપરનો ઘણો ભાર ઉચકાઇ ગયો છે અને પાપકર્મ મ્હારા આત્મામાંથી સાફ થઈ ગયું છે. મ્હારી પત્ની હજી જીવતી છે, એવું જાણી મ્હારામા નવું જીવન આવ્યું છે. અને હવે ત્હેનો પતો મેળવતા સુધી આ તમામ હું જારી રાખીશ પત્તા નહીં મળે, તો એ તપાસમાં અને તપાસમાજ પ્રાણ છોડી દઇશ."

પોરબંદરથી દ્વારીકાપુરી જવાને ગાડા રસ્તો છે અને દરિયાઇ માર્ગ પણ ખુલ્લો છે. પરંતુ ગાડા રસ્તામા લાબી મુસાફરી કરવી પડે છે અને દુઃખ વેઠવું પડે છે. શહેરમા બધે મંદિરો મંદિરો છે અને હિંદુ યાત્રાળુઓ અહીં રોજ મૂતપુર્વજો અને સગા સબંધીઓનું શ્રાદ્ધ કરવા આવે છે ગોમતી નદીને તીરે હારબંધ સ્નાન કરવાના ઘાટો છે. અને અહીં સવાર સાંજ વિગોગ પીડિત સબંધીઓના વૃંદ મરનારના પ્રેતને પિંડ અર્પે છે. મરનાર પ્રત્યે હિંદુઓ કરતા અધિક પજયભાવ પૃથ્વી ઉપર બીજી કોઇ પ્રજા ધરાવતી નથી.

જે સ્થળે રોજ હજારો યાત્રાળુઓના ટોળા આવ જાવ કરી રહ્યા હોય તે સ્થળે જે સ્ત્રી પોતાનું નામ પણ આપતી નહીં, તેનો પતો મળવાની કેટલી આશા? પણ વસંત હિંમત હારી ગયો નહીં, શોધ એજ માત્ર ત્હેનું જીવન કાર્ય હતું; અને એજ ત્હેના પાપનું આવશ્યક પ્રાયશ્ચિત પણ હતું.

મધ્યાન્હનો શેકાય જવાય તેવો તાપ હતો; અને તે તાપમાં વસંત દ્વારકાંની ધુળમય પોળોમા બધો વખત ફર્યો. ત્હેણે દુકાને પુછપરછ કરી. મંદિરો પાસે સાંકડી ગલીયોમા પીતળની મુર્તીઓ વેચતાં સ્ત્રી પુરૂષો બેઠા હતાં અને ત્હેમની પાસેથી પત્તો મેળવવાનો તેણે યત્ન

ફર્યો. તે દરેક ગલીયોમા ફર્યો, પવિત્ર મંદીરોમાથી નીકળતા દરેક યાત્રાળુઓને પુછતો નદીને કાઠે ઘાટે ઘાટે ફર્યો.

એક ગામડિયણ છોડી દુધ લઇને ઘેર જતી હતી, ત્હેની નજર આચ્યચિત હૃદયના યુવક ઉપર પડી. સ્ત્રીઓના સ્વાભાવિક દયા બુદ્ધિથી ત્હેણે આ સુંદર યુવકના મુખ ઉપરના દુખના ચિન્હોનું નિરિક્ષણ કર્યું. અને તે ક્ષુધિત અને શ્રમક્લિષ્ટ હતો, એવું તેને સમજાયું.

" હું બ્રાહ્મણની પુત્રી છું અને મ્હારૂં દુધ પીવાને આપને બાદ નથી " તે નમ્ર સાદે બોલી અને એ શ્રીમંત યુવકની પાસે આવી ત્હેના મુખ આગળ પ્યાલો ધર્યો. વસંત તો આ છોડીની ઉદારતા જોઇને છક થઇ ગયો અને ઘણી આનાકાની સાથે તે દુધનો પ્યાલો પી ગયો.

વસંતે છેક નાના બાળકથી તે વૃદ્ધ સુધી સૌ કોઇને પુછી પુછીને તપાસ કરી પરંતુ કંઇ પતો મળ્યો નહીં. અને છેવટમા નિરાશ થઇ ચારે તરફ શહેરમા આમતેમ ફરવા લાગ્યો.



## પ્રકરણ ૨૪ મું.

### પતિનો મેળાપ.



સાંજ પીગળીને રાત્રીમા ફેરવાઇ ગઇ પણ આ શોધનો પાર આવ્યો નહીં. પાસેની ચીશીમાંથી તેણે થોડાક સુકો ભાત ખાઇ લીધો, ગોમતી નદીના જળનું પાન કર્યું અને પછી પગથિયા ઉપર થોડો વિશ્રામ લેવા બેઠો. સાંજની આરતીનો સમય થતા મહા મંદિરના ઘંટ ધ્વનિત થઇ રહ્યા હતા, નદીની બાજુએથી પવનની લ્હેરો મંદમંદ આવતી હતી. અને વસંત થાક્યો પાક્યો એક પથ્થરના સ્તંભને અઢેલીને ઘસઘસાટ ઉંઘી ગયો હતો.

કૃષ્ણ પક્ષની અંધારી રાત હતી. રાતના ઠંડો પવન ફરફર થઇ રહ્યો હતો અને મંદિર તથા બજારનો અવાજ મંદ થઈ ગયો હતો આ સમયે વસંત એક મૃદુ સ્પર્શથી જાગી ઉઠયો અને જોયું તો કંઇ દેખવામાં આવ્યું નહીં. વળી વીચારમા પડયો અને તે મનની ભ્રમણા છે એમ માનવા લાગ્યો.

વાંચનાર ! મંદિરનાં પગથીયા ઉપર એક સ્ત્રી આ નિદ્રાવશ યુવકની પાસે ઉભી હતી, હેણે પીળા વસ્ત્ર ધારણ કરેલા હતા. તોપણ તે બાૈદ્ધ અનુયાયિની નહોતી-હિંદુ સન્યાસીની હતી. હેના કેશ એક પીળા પટકાથી બાંધી લીધેલા હતા અને તેના ઝુલતા છેડા મુખ અને ખંભા ઉપર પડદાની ગરજ સારી રહ્યા હતા. ઝુલતા પીળા ઝભ્ભા

ઉપર કમ્મરે એજ રંગનુ વસ્ત્ર વીંટી લીધેલું હતું. હાથમા સંન્યા-
સિની નઃ જેવી દંડિકા હતી, અને પગ ખુલ્લા હતા તે આશ્રમિત નિંદ્રા
વશ યુવક ઉપર જો જો કરતી હતી, અને ત્હેની આખોમાંથી આંસુ
ઓ ખરતાં હતા.

એ નિંદ્રાવશ યુવકે ચક્ષુઓ ખોલ્યા, તે વખતે સુર્ય આકાશમાં
ઘણો ઉંચે ચ્હડયો હતો, પોતાના ચક્ષુઓ તરફ બીજાના ચક્ષુઓને
તાકી રહેલા જોઇ તે ચમકી ઉઠયો અને નેત્રોનાં દ્વાર ફરી બંધ કરી
દીધા, ત્હેણે આકાશ તરફ ફરી હાથ ઉંચા કર્યા અને તેના મુખમાથી
શબ્દો નીકળી ગયા, " કરૂણાનિધી! જો આ સ્વપ્ન હોય તો ફરી
મને જાગૃત અવસ્થામા મુકીશ નહીં!"

" મ્હારા વહાલા ધણી! શા સારૂ અહીં મ્હારી પાછળ-મ્હારી
પૃથ્વી ઉપર પર્યટણ કરનારીની પાછળ પાછળ આવ્યા છો?" પતિ
વત્સલ સ્રીના આ શબ્દો પુર્વ સમય અને ગત દેખાવોની યાદ આ-
પતા કોઇ પરીચીત ગીત ધ્વનિની પેઠે યુવકના કાનમાં ધીમે રહીને
અથડાયા.

" ત્યારે શું પરમાત્માએ મ્હારૂં પાપકર્મ ધોઇ નાખ્યું છે?-ઓ
મ્હારી ગુલાબ, મારી પત્ની, શું હું ત્હને જીવતી દેખુ છું?"

" હવે આપની ગુલાબ અને આપની પત્ની નહી!" ગુલાબે
શાત ચિત્ત પ્રત્યુત્તર આપ્યો. " મ્હારા પ્રિય કાન્ત! આ પીળો ઝ-
ભ્ભો આપ દેખતા નથી? હવે હું પૃથ્વી ઉપર કોઇ જીવતા મનુષ્યની
પત્ની નથી મ્હેં મારૂં ક્ષુદ્ર હ્રદય ને જીવન ઇશ્વરને અર્પણ કરી દીધું છે!

થોડી પળ બને મૌન રહ્યા. આખરે વંસત બોલ્યો. " ગુલાબ!

મ્હારા હાથ ઉપર ત્હારો હાથ મુક આ મ્હારા અવ્યવસ્થિત મગજ-ની ભ્રમણા નથી, અને તું જીવતીજ છો, એવી મારા મનની ખાત્રી કર ! ”

ગુલાબે ત્હેના હાથ ઉપર પોતાના હાથ વતી મૃદુ સ્પર્શ કર્યો અને પતિ સાથેના સ્પર્શના વિચારથી જરા ધ્રુજી ઉઠી. તુરતજ તેણે હાથ પાછો ખેંચી લીધો.

“ નહીં પ્રિયે. મ્હને તારી ક્ષમા યાચવા દે; મ્હેં ત્હારી યુવા-વસ્થા અનેક દુઃખરાશીથી દુઃખમય બનાવી હતી અને મ્હેંજ તને મ્હારા હૃદય અને મ્હારા ગૃહથી અળગી કરી પૃથ્વી ઉપર રઝળતી કરી હતી ! ”

વસંત ધ્રુજતો ધ્રુજતો ગુલાબના પગને પકડી રહ્યો અને આંસુ-થી તે ભીંજવવા લાગ્યો. તેમાંથી છુટા થતા ગુલાબને ઘણોજ પ્રયાસ પડ્યો અને તે છુટી થતાં પાછી શાંત સ્વરે બોલી.

“ કાન્ત ! ગતકાળ આપણી વચ્ચે નષ્ટ થઈ ગયો છે અને ભુલાઇ વિસરાય ગયો છે, ત્હેને ફરીથી યાદ કરો નહીં. અને જે એકલો આપણા પાપ ધોવાને સમર્થ છે; તેની ક્ષમા માગો. ”

“ ખચિત ત્હેની ક્ષમાની જરૂર છે. અને મેં જે દુઃખ વેઠ્યું છે તે જાણતી હો તો ગુલાબ ! તું પણ મ્હને ક્ષમા કર. ગતકાળને કેવી રીતે વિસરી શકું—રાત્રી દિવસ તે ત્હેના ભયવાળ સ્વરૂપમાં મ્હારા સ્મરણ પથમ આવી ઉભો છે. ઘણીવાર મને તમ્મર આવ્યા છે અને મારી આંખમાં આંસુના પડ ફરી વળ્યા છે. મ્હારા જીવનના અર્ધપદને મ્હને અધમુવો કરી દીધો છે. અને દયાને માટે ફાફા મા-ર્યા છતા તે ક્યાય પણ મને પ્રાપ્ત થઇ નથી. ઘોર પાપની છાયા—

ભયંકર સ્ત્રી હત્યાના વિચારે-નિરંતર મ્હારૂં મગજ ભમાવી દીધું છે અને મ્હારૂં લોહી વલોવાઈ જઈ; મ્હારૂં હૃદય ધડકતું બંધ થઈ ગયું છે. ”

“ અફસોસ ! આપે ઘણું ભારે દુઃખ વેઠ્યુ છે, પણ પરમદયાળુ પ્રભુ આપને શાન્તિ આપશે. ”

“ એજ મધ્ય રાતે એ પાપની ભ્રમણા મને થઈ આવતી. અંધારી રાતે જળ ઉપર તરતું શબ મ્હારી દ્રષ્ટિગોચર થઈ રહેતું અને હું મ્હારી ભ્રમણામાંથી બ્હી ઉઠતો. જે મિષ્ટ જીવન મે ગુમાવ્યું હતું; અને જે યુવાન હૃદય મેં નષ્ટ કર્યુ હતું, ત્હેનો વિચાર મારી આગળ ખડો થતો અને હુ બુમ પાડી ઉઠતો, પણ તે સાંભળનાર કે મ્હારી ઉપર દયા કરનાર કોઈ ન હતું. ”

“ અફસોસ ! ઓ વ્હાલા નાથ ! પણ તે વાત હવે જવા દો. જીવનમાં સુખ દુઃખોનો મેં સદાને માગે ત્યાગ કર્યો છે, અને તે મને હવે ઇશ્વર પરાયણાને સંભળાવો નહીં. ”

“ ખચિત, ધર્મનું શાન્તિ સુખ અનુભવવાને ત્હેં સંસારના સુખ દુઃખનો ત્યાગ કર્યો છે પણ ઓ મ્હારી ગુલાબ ! જે ચિન્હ તું મુકતી ગઇ છો, તે દરેક ચિન્હ અને દરેક પરિચિત વસ્તુ મ્હારા ચક્ષુને એટલી સોયોની પેઠે ભોંકાય છે; અને તેથી મ્હે પણ સુખપ્રના મ્હારા એ એકાંત અને તિરસ્કૃત ઘરનો ત્યાગ કર્યો છે. મ્હેં મનવિસારા માટે પોળોનો આશ્રય લીધો; અને હુ સુગ્ધા એનને ઘેર ગયો. પૃથ્વી ઉપર કોઇ પણ સ્થળે શાંતિ હોય, તો એ દીન સ્ત્રીના હૃદય અને ત્હેના ઘરમાંજ છે. ગુલાબ ! બાલ્યાવસ્થામાં ત્હેનો તારા ઉપરનો સ્નેહ અપરિમિત હતો, એને આજે પણ તે ત્હને સદાને માટે યાદ કરે છે,

મ્હેં ધાર્યું કે હું તેની દયા માગીશ, તો તે મને ક્ષમા કરશે અને મને દીલાસો આપશે."

પોતાની લાંબા વખતની વિયોગીની બાલ્યસહચરીના વિચારથી ગુલાબના ચક્ષુ નિસ્તેજ થઇ ગયા અને પીળા ઝભાનીચે તેણીનું હૃદય ભરાઈ આવ્યું.

વસંત એક ક્ષણ બોલતો બંધ થઇ ગયો અને ચુપચુપ બે અશ્રુ બિંદુ ત્હેના મંદા મુખ ગાલ ઉપર થઇ ગબડી પડયા. ફરી વધુ શાંત ચિત્તે તેણે પોતાની વાતો ચલાવી.

"ગુલાબ! ત્હારો પત્ર, જે ત્હારા પ્રેમની છેલ્લી નિશાની દાખલ તું મુકતી ગઇ હતી, તે સદા મારી છાતી સરસો રહે છે. એ પત્રે મને ઘણા મંદિરો ફેરવ્યો છે. અને ઘણા મંદિરે મેં તારી તપાસ કરી છે અને નદીને તીરે તારૂં સ્વપ્ન અનુભવ્યું. કિંતુ પ્રભુના ઇશ્વરે મ્હારી ગુલાબ-મ્હારો પ્રાણ-મ્હારૂં જીવનધન-મને પાછું આપ્યું છે!"

ગુલાબનું સ્ત્રી હૃદય તેના પીળા ઝભાની નીચે ધડક ધડક થઇ રહ્યું. અને તેના સ્ત્રી ચક્ષુમાં આંસુ ભરાઇ આવ્યા. એ સાધ્વી સ્ત્રી જરા કંપતે સાદે બોલી?

"મ્હારા વહાલા કાન્ત! બીજાને પાપ મુક્ત કરવાને મનુષ્યને અધિકાર નથી. એકલો તેજ આપણા જીવન શુદ્ધ કરી શકે છે. પણ જો સ્ત્રીની પ્રાર્થનાઓની કંઇપણ ઉપયોગીતા હોય, તો તે આપના માટે પવિત્ર મંદિરોમાં હું સવાર સાંજ કરીશ. આપે ચિરકાળ ઘણીજ અસહ્ય વેદનાઓ વેઠી છે અને ગતકાળની ભુલોનો આપને ઘણો બ-ચપ્રદ પસ્તાવો થયો છે. અને ઇશ્વરને સાક્ષી ભૂત રાખી હું કહું છું કે જીવીશ ત્યાંસુધી મ્હારા હૃદયમાં આપના તરફ કદિ ક્રોધનો વિચાર આણીશ નહીં."

" ગુલાબ ! તારા પ્રેમાળ શબ્દો મારૂ ઇશ્વર તારા ભિષ્ટ હાઉન પ્રસાદિક કરો ! મેં તારો અપરાધ કર્યો હતો, અને તેં તે ક્ષમા કર્યો છે હુ તારી પાસે અપરાધ પૂર્ણ આવ્યો હતો અને તેં મારે માટે ઇશ્વર સ્તુતિ કરવાનું વચન આપ્યું છે—તે હુ જીવનના અંત સુધી ભુલીશ નહિ. પણ ગુલાબ ! હવે તારા દુઃખની વાતો કહે—શા દુઃખે તું એકલી ફરે છે તે કહે "

" ના, મહાર. વહાલા નાથ ! મહારી વાર્તા દુઃખમય નથી. ઇશ્વરના આશ્રિતને દુખ હોતું નથી. આ સ્થળે એક પવિત્ર આશ્રમ મા વેડાયલી સ્ત્રીઓ છે, અને તેમનુ જીવન યાત્રાઓ અને પુણ્ય કર્મમા વ્યતીત થાય છે. એ આશ્રમની કેટલીક સ્ત્રીઓએ ઘણે દુર સુધી યાત્રાઓ કરી છે. અને જવલ્લેજ મનુષ્યની દ્રષ્ટિએ પડેલા પવિત્ર સ્થળોના દર્શન કર્યાં છે. પવિત્ર ગંગા નદી જે સ્થળેથી ઉદ્ભવે છે. એ ગૌમુખના હિમ ક્ષેત્રો તેમણે જોયા છે પરમાત્માના અનેક મંદિરોમા ભક્તિ કરવી અને તેના માંદા અને શોકગ્રસ્ત પ્રાણીઓને સહાય કરવી એજ ત્હેમતું જીવન કાર્ય છે. અને તેઓ ઘણુંજ પવિત્ર જીવન ગાળે છે. તેમણે આ દીનપ્રવાસિનીને પણ સહાય થવાનું વચન આપ્યું છે. અને ત્હેમના સંગમા સંસારની ચિંતાઓ અને નાથના દુઃખ હુ વિસરી જઇશ મેં તેમનો પવિત્ર વેશ ધારણ કર્યો છે, અને તેમના જેવું પવિત્ર જીવન ગાળવાને યત્ન કરીશ. શાસ્ત્રોમા કહ્યું છે કે આ પવિત્ર જીવનમાજ આનંદ છે. "

" મહારી ગુલાબ ! ત્હારા વિચાર ખરેખર સ્તુત્ય છે અને ત્યાગ પવિત્ર જીવનને અનુસરતો છે. પણ શું તું ધારે છે કે ઇશ્વર જેઓ દેવાલયમા દર્શન કરે છે તેમનીજ ભક્તિ સ્વીકારે છે ? શું

તું ધારે છે. કે જેઓ સંસારમાં રહી પોતાના ભાઇ બ્હેનોને સહાય કરે છે, ગરીબોને આશ્રય આપે છે; અને જગતની મોહનીઓની મધ્યમા સદાચરણથી ચાલવાનો યત્ન કરે છે, તેમની ઇશ્વરને પરવા નથી કે? "

" ના, શાસ્ત્રમા એમ પણ કહ્યુ છે. કે જેઓ સંસારમારહીને સત્પથે ચાલે; તેઓ મંદીરો અને વેદીઓ સનમુખ થતા સ્વાત્માર્પણ કરતા પણ વધુ પવિત્ર સ્વાત્માર્પણ કરે છે. જીવનના કર્તવ્યો કરવાને અયોગ્ય અને અશક્ત સ્ત્રી પુરૂષોજ વૈરાગ્યમાં શાંતિ શોધે છે, ઓ મ્હારા વ્હલા ધણી ' હું પણ એક મ્હારાં કર્તવ્યાગા વિરૂપ થયેલી અબળા છું અને સંન્યાસિની પેઠે મારા પાપનુ પ્રાયશ્ચિત શોધું છું "

" ના મ્હારી ગુલાબ ! તું ત્હારા કર્તવ્યમા વિરૂપ થઇ નથી ત્હારા કરતા વિશેષ નમ્રતાથી દુઃખ સહન કર્યાં હોય અને જંગલો અને એકાંત સ્થળોમા વિશેષ તપશ્ચર્યા કરી હોય એવો કોઇ પણ યતિ કે ભક્ત મારા જાણવામા નથી. ગુલાબ; વિરૂપ તો હું થયો છું અને હૃદય પણ મારૂજ અપવિત્ર કામો તરફ વળ્યું હતું. અશક્ત તો હું છું અને આધાર તથા મદદની જરૂર મને છે. શું તું તારા વિપંથ ગામી પતિની બાજુએ ઉભી રહીશ નહીં—શુ તું તેને વધુ પવિત્ર જીવન ગાળવામા મદદ કરીશ નહીં ? "

" ના, મ્હારા વ્હાલા પતિ ! સ્ત્રીનુ હૃદય કોમળ હોય છે અને સ્ત્રીનુ મન ડગમગતું હોય છે; મને ફરી લાલચમા નાખો નહીં. "

" ગુલાબ ! ત્યારી ગરીબ જર્જરિત માતાને બચાવા તું છો, તેની વૃદ્ધાવસ્થામા દિલાસા આપવા—તેની મરતી વખતની આંખોને બંધ કરવા આવીશ નહીં ? ગુલાબ ! જેણે તને ઉછેરીને મોટી કરી

છે. તેના અંત સમયના જીવનમા તારા આનંદનો ઉજેસ કરવા આ-વીશ નહીં ? ”

“ નાથ મને ક્ષમા કરો. મ્હારાથી નહીં અવાય, હવે મારે ગૃહ જેવું કઇ બાકી રહ્યુ નથી. ” ગુલાબે બધી યાદ તાજી થતા ડુસ્કે ચઢીને કહ્યું.

“ પણ પ્રિયે ! તારા પસ્તાતા પતિનુ હૃદય એ તારૂં ગૃહજ છે ” વસંતે કહ્યું. “ ગુલાબ ! આપણી યૌવન પ્રારંભના દિવસો પાછા યાદ કર. તને યાદ છે કે આ આંખોને તું કેવી પ્રિય હતી ? હું ઘ-ણીજ દુ:ખમય જાળમા ફસાઇ ગયો હતો: હું પતિત થયો છુ. મેં ઘોર પાપ કર્મ કર્યું છે, પણ ગુલાબ ' હું સાચુ' કહુંછું; તારો પ્રેમ હું કદી વિસરી ગયો નથી. તું વાન વધુ હતી તે વખતના કરતા આજે તું આખોને વધારે પ્રિય છો–મહારા હાથમા ઉછરીને તું સ્ત્રી ત્વમા આવી તે વખતના કરતા આ વ્યથિત હૃદયને આજે તું વધારે પ્રિય છો ! પરમાત્માએ મને પાપમાથી બચાવ્યો છે અને હું તેની આજ્ઞાઓ પાલન કરવાનો યત્ન કરીશ. ગુલાબ તુ પણ મને એક પત્ની વ્રત પાળવામા સહાય થા ! ”

ગુલાબની આકૃતિ ઉપરથી એક સહેજ ધ્રુજારી પસાર થઇ ગઇ અને બોલતા બોલતા તેને ડુમો ભરાઇ આવ્યો. મનુષ્ય હૃદયના દરેક ભાવ વશ કરી શકાય છે અને શાત થઇ શકે છે. અને દરેક યાદ ભુલી જઇ શકાય છે, તે પ્રેમ તેનાથી કદિ વિસરી જવાતો નથી. આ સુંદર પ્રતિપ્રાણા પત્નીએ સ્ત્રી હૃદયના ઉછળતા ભાવ દબાવી રા ખવાનો યત્ન કર્યો, પણ તેના શબ્દોચ્ચારમા તેના હૃદયની નિર્બળતા છુપી રહી શકી નહીં,

" ઓ વ્હાલા ધણી ! મને ગરીબ અબળાને જવા દો. આપણે ભેગા પણ મલ્યા—આપણે વિખુટા પણ પડયાં—હવે આપણે આપણા મનપસંદ માર્ગે ચાલીએ, તેમાંજ આપણું શ્રેય છે. હું તો મારે જે શાંતિ મને જગતમા નથી, તે ઇશ્વર સેવામા પ્રાપ્ત કરીશ. અને ઓ મારા કાન્ત ! તમો તમારી પદ્દીને યોગ્ય દેશ સેવા તથા પ્રજા સેવા કરો. અને આપને ઉચ્ચ કર્તવ્યોનું ભાન કરાવનાર ઇશ્વરની ભક્તિ કરો તો એ આપને માટે જીવનના ઉચ્ચતમ યત્નો છે. સ્ત્રીના પ્રેમ કરતા એ ઉચ્ચતર આશયો છે. નાથ ! એ કર્તવ્યો પુર્ણ કરો અને મને ગરિબ દુઃખી અબળાને મ્હારૂં ઇચ્છિત શાંત જીવન ગુજારવા દો. આમાજ આપણું શ્રેય છે. મારા કેશ ભુરા થશે ત્યારે ઉતરે વયમાં ફરી આપણે ભેગા થઇશું અને જે નિકટ સબંધમા આપણે વિરૂપ થયા છીએ; તે સબંધ તાજો કરવાના યત્ન વગર જીવનમા બંધુની પેઠે આપણે ભેગા રહીશુ ! "

" મ્હારી પ્રિય ગુલાબ ! હું ચુકયો છું, પણ ઇશ્વર મને સહાય કરશે. અને તું મારી બાજુએ હઇશ તો હજી પણ હું વિજયી થઇશ. ગુલાબ, મ્હેં તારો અપરાધ કર્યો છે અને હું અન્યાયને માર્ગે ચાલ્યો છઉં. પ્રિય ગુલાબ; મ્હારા ઈશ્વર સન્મુખ હું કદી ઘુંટણીએ પડયો. નથી. તે હું તારી આગળ ઘુંટણીએ પડું છું—મ્હારી ગૃહદેવી, મને તારા લાયક થવાને સહાય થા. "

" ઉઠો ઉઠો. " ગુલાબ ડસ્કા ખાતી બોલી ઉઠી. " ઉઠો ઉઠો નાથ, હું જીવમાંથી હજી નીકળી ગઇ નથી. હું ખરૂં કહું છું, હું કદી મને આપની પત્નિ ગણવાનું બંધ કરીશ નહીં. ખચિત નાથ હું જીવીશ ત્યાં સુધી અને પૃથ્વી ઉપર ફરીશ ત્યાં સુધી આપનો પ્રેમ

મારા હૃદયમાં ધારણ કરી રાખીશ. અને જગદીશ્વરની સેવામાં મ્હેં મારૂં જીવન અર્પણ કર્યું છે છતા એજ જગદીશ્વરે મને સ્ત્રી બનાવી છે. અને તે મને મારા હૃદયમા સ્ત્રીત્વનો ભાવ ધારણ કરવા દેશે નાથ ! આ સ્વીકાર કર્યા પછી મ્હને મારા ઈષ્ટ માર્ગે જવા દો, આપની આકૃતિ સર્વદા હુ મારા હૃદયમા કોતરી રાખીશ અને અંતર્યામીની પ્રાર્થનામા પણ આપનું નામ જોડીશ. પણ આ પીળા વસ્ત્ર ધારણ કર્યો પછી મ્હારાથી જગતમા તો પાછા ફરી શકાય તેમ નથી."

"ના, મ્હારી પ્રિય સાધ્વી ગુલાબ, ત્હારા હૃદયમા સ્ત્રીત્વનો ભાવ હજી નષ્ટ થયા નથી, તો આ પીળા વસ્ત્રોનો તને બાધ આવે તેમ નથી. લગ્નની રાતે હાથમા ધારણ કરેલી ચુડી તે હુ જુ છું ફેંકી દીધી નથી; અને એ શુભ ચિન્હ છે. ત્યાં સુધી હું ધારૂં છું કે તું માત્ર નવિના છો અને હજી સાધવી સ્ત્રીઓના આશ્રમમા ભળી નથી નવિનાઓને ઘેર પાછા ફરવાની છુટ છે અને એ શુભ ચિન્હને આધારે હુ તારા ઉપર મારો અધિકાર માનું છું. બસ ત્યારે મારી આજ્ઞા માને છે કે નહીં. મારી આજ્ઞાને અનુસરીને ઘેર પાછી ફરે છે કે નહીં? ખાત્રી રાખજે તારો પતિ તારા ઉપરનો પ્રેમ કદી વિસરી શકનાર નથી અને તે તને સદાને માટે હૃદયમાં ધારણ કરી રાખશે, અને પૃથ્વી ઉપરની પવિત્રમા પવિત્ર, ઉચ્ચમા ઉચ્ચ અને પ્રેમાળમા પ્રેમાળ પત્નિને લાયકનું આચરણ આચરવાને યત્ન કરશે.

વાચનાર ભારત વર્ષના શીતકાળનો સૂર્ય આ પ્રેમાળ ક્ષમાશીલ દંપતી ઉપર તેનો દીવ્ય પ્રકાશ પ્રસરી રહ્યા હતો. અને પાસેના મંદિરોમા પ્રાતઃકાળનો ઘંટ ધ્વની થઇ રહ્યો હતો. એક પ્રમાદી પતિ

પશ્ચાત્‌પથી ઠેકાણે આવ્યો અને તેના પતિ સ્ત્રીના પ્રેમથી બન્ધો હતો.

હવે વસંત પોતાની પત્નિ ગુલાબને લઇને નૂબાદ પાછો ગયો. તમામ ઠેકાણે સગા વહાલામા ખબર કહેવરાવ્યા. તેઓ સૌ એક પછી એક મળવા આવ્યું. મી. લાલ તથા મુગ્ધા પણ તેને મળવાને માટે આવ્યા. વસંતે લાલનો ઘણોજ ઉપકાર માન્યો, ગુલાબના માતપિતા પણ મળવાને આવ્યા અને પોતાની પુત્રીને પુનઃ જીવતી જોઇને ઘણા જ ખુશી થયાં.

વાચનાર ! હવે આ પ્રેમાળ પતી પત્નિ સુખેથી પોતાના દિવસો આનંદમા ગાળવા લાગ્યા અને જેમ ચંદ્રમાના અજવાળામા કુમુદ ખીલે છે તથા વસંત ઋતુમા ગુલાબ ખીલી નીકળે છે તેવી રીતે આ પતી પત્નીનું જોડું શોભવા લાગ્યું; અને પોતાની જીંદગી પસાર કરવા લાગ્યું.



# બુકસેલર-મંગળદાસ જોઇતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.







તમામ જાતનાં પુસ્તકો કીફાયત ભાવે વેચનાર.

## બુકસેલર-મંગળદાસ જોઇતારામ.

રીચીરોડ-અમદાવાદ.

... અમદાવાદ